# નિવેદન

ગોવિન્દ સ્વામીનાં કાવ્યોમાંથી ચૂંટીને કેટલાંક આ સંગ્રહ રૂપે રજૂ કર્યાં છે. એ કાવ્યોનો પરિચય પ્રસ્તાવલેખમાંથી મળી રહેશે. કાવ્યો અંગે જરૂરી ટિપ્પણ પણ સંગ્રહને અંતે મૂક્યાં છે. ઉપરાંત કવિના અકાળ અવસાન નિમિત્તે રચાએલી ત્રણ કાવ્યઅંજલિઓ અને કવિનો પરિચય આપતી ગદ્યનોંધ પુસ્તકને અંતે જોડી છે.

સ્વર્ગસ્થ કવિના મોટાભાઈ શ્રી ચીમનલાલ સ્વામીની આર્થિક અને અન્ય સર્વ પ્રકારની પૂરી સહાયતા વિના સંગ્રહ આ રૂપે પ્રગટ થવો મુશ્કેલ હતો. શ્રી બચુભાઈ રાવતની ચોથા સંપાદક જેટલી મમતા અને કાળજી વિના અત્યંત ટૂંકા સમયમાં આ સંગ્રહને આ સ્વરૂપ મળ્યું ન હોત. એ બંને કવિના સ્વજનો હોઈ એમનો શો આભાર માનવો?

ગુજરાતના એક ઉદીયમાન કવિની આ 'પ્રતિપદા' રજૂ થાય છે. એમાં પૂર્ણિમાનો અણસારો કેટલે અંશે છે તે સુજ્ઞ વાચકો જોશે.

આશ્વિન પ્રતિપદા, ૨૦૦૪ — સંપાદકો

# અર્પણ

પરાગરજ જેહનો ઝીલી પરાગવંતું બન્યું
કર્યું કુસુમ આ; સુવાસ શુચિ એની આછોનરી,
નહીં ભભક ભવ્ય, શુદ્ધ દિલ કેરી કિન્તુ નરી,
ધરો કુસુમ આદિ એ પ્રતિ જ; જ્યાંહિ સર્વે સરે.

**મળારામ રાવળ**

# ગોવિન્દની કવિતા

ગોવિંદનાં આ કાવ્યો બે રીતે ધ્યાન ખેંચે છે એક તો એની કલાત્મકતાને લીધે અને બીજુ એમાથી વ્યક્ત થતી એક વિશિષ્ટ સવેદનશીલતાને લીધે જોકે સામાન્યરીતે જોતા પ્રથમ નજરે આ કાવ્યોમા કશુ લાક્ષણિક કે અસાધારણ નહિ જણાય છેલ્લા બે દસકાથી નવી ઢબની જે નવીન કવિતા લખાવા લાગી છે તેની અદર કશા ખાસ ગુણભેદ વિના આ કાવ્યો ભળી જતા હોય તેવુ લાગી શકે છે પરતુ આ કાવ્યો વાચતા જો બે વસ્તુઓ ખ્યાલમા રખાય કે ગોવિંદ નવીન કવિઓની બીજી પેઢી માનો કવિ છે અને હજી તો તે તેની ફૂટતી જુવાનીમા જ છે, તો આટલી ૧૯–૨૦ વર્ષની ઉમરે આ યુવકે જે લખ્યુ છે તે કેવી પ્રશસ્ય સિદ્ધિ છે તે જણાયા વિના નહિ રહે

બળવતરાય ઠાકોરથી આરભાએલી અને સુદરમ્ ઉમાશકર આદિમા પરિસ્કુટ થએલી નવીન કવિતા તેમની પછીના કવિઓની અંદર વધારે નિર્મળ પ્રસન્ન રૂપ લઈ શકી છે એક નવીન કલા–ઉન્મેષ માટે જન્મેલા મથનનુ પરિણામ હવે વધારે સ્કુટ બન્યુ છે છદ, ભાષા, શૈલી આદિમા જે નવીન અકુરો ફૂટવા મથી રહ્યા હતા, તે હવે પુરતા પ્રમાણમા ફૂટી ચૂકયા છે અને નવીન કવિતાની બધી લાક્ષણિકતાઓએ એક સ્થિર ને સ્વચ્છ આકાર લીધો છે

ગોવિંદ આ છેલ્લી પેઢીનો એક લાક્ષણિક કવિ છે કવિતા પ્રત્યે એ તેની પોતાની જ કહેવાય એવી એક અનન્ય ભક્તિ લઈ આવે છે નવીન કવિતા તેના પુરોગામીઓને કે સમકાલીનોને પૂરેપૂરી ભલે ન રુચી હોય, પરતુ એની પછીની પેઢીએ તો તેને હૈયાસરસી ચાપી છે જૂના માનસને નવીન કવિતા ઘણી રીતે અસુભગ, અગેય, અશ્રાવ્ય, શુષ્ક લાગી હશે પરતુ આ નવા યોજકોને તો પ્રજારામ કહે છે તેમ 'બધુ જ સુગેય' અને સુપેય થઈ ગયુ હતું ગુજરાતની તાજી કવિતાના સૌથી વધુ ઉત્સાહી આરાધકો આ

નવા જુવાનિયાઓ હતા અને આ ઉત્સાહ તે કોઈ ઉપરછલ્લી વૃત્તિ ન હતી, પરન્તુ જીવનના કોઈ સુભગ સહજ કલાત્મક આવિર્ભાવને ઝંખતી એક ઊંડી મંથન આંતરિક અભિમુખતા હતી ગોવિંદને માટે નવીન કવિતાનો આસ્વાદ એ કોઈ વૃત્તિવિલાસ નહિ, પણ એક અનન્ય સૂક્ષ્મ મહચાર હતો ગોવિંદ અને તેના સાથી પ્રજારામ દિવસો લગી, મહિનાઓ અને વર્ષો લગી આ નવીન કવિતાના—એટલુ જ નહિ કવિતામાત્રના સહવાસમા, કવિતાની અ ર જ, કવિતામય થઈને રહ્યા છે અને તેમની એ તદ્રૂપતા તેમને ફળી છે પ્રજારામ કરતા ય ગોવિંદને વિશેષ. આટલી નાની ઉમરમા ગોવિંદની કલમમાથી આવી પક્વ સુભગ રચનાઓ કેમ ટપકી શકી તેનો ખુલાસો તેના આ ગભીર કાવ્યપરિશીલનમાથી, કાવ્યની દેવીને પોતાના અનન્ય આત્મ સમર્પણમાથી મળી આવે છે

ગોવિંદે મુદ્રણથી માંડીને ઠેઠ કાલિદાસ સુધીની કવિતાના સંસ્કારો ઝીલ્યા છે અને એ બધી વાણીના ઉત્તમ અંશો તેની કવિતામા પ્રગટ્યા છે બેશક, હરેક લેખકની અમુક રચનાઓ મનોયત્ન જેવી હોય છે તેમ ગોવિંદ ની પણ હતી આ સગ્રહના સપાદકોએ ગોવિંદની કૃતિઓમાથી એવી નબળી કૃતિઓ ગાળી નાખી પ્રમાણમા વધુ સ્થાયી ગુણવાળી રચનાઓ જ લીધી છે ગોવિંદમા નવીન શૈલીની ભગી પૂરેપૂરી ઊતરી છે, પરતુ સાથેસાથે તે પ્રાચીન કવિઓની સુભગ આલકારિકતાને પણ પ્રશસ્ય રીતે આત્મસાત્ કરી શક્યો છે છદો તો એને સહેજમા બેસી ગયા છે શબ્દોની શોધમા તે ક્યાય પરેશાન થતો લાગતો નથી ભાષાનુ સૌષ્ઠવ અને ચારુત્વ તેનામા પ્રતિ પદે દેખાય છે શબ્દના વર્ણમાધુર્યની, રણકારની, શબ્દના ધ્વનિમા રહેલા ભગાભગની તેને સમજ છે શબ્દાલકાર અને અર્થાલકારનુ મહત્ત્વ તે સમજે છે તે ઉચિત રીતે, અતિરેક થવા દીધા વિના યમકો, અનુ પ્રાસો, ઉક્તિના પુનરાવર્તનો યોજે છે તેને નવા મનોહર અલકારો મળી આવે છે, તેમજ અલકાર વિના પણ નર્યા શબ્દપ્રસાદને બળે પોતાનો વિષય સમર્થ રીતે આલેખી જાય છે આપણા નવા કવિઓમા આટલી બધી

વસ્તુઓ એકસામટી ઓછે જોવા મળે છે.

ગોવિંદની કવિતામાં સર્વત્ર પથરાયેલા શબ્દસૌન્દર્ય અને છટાદાર બાનીનાં થોડાંક જ ઉદાહરણો લઇશું. નીચેની પંક્તિઓમાં આંતરયમકનું બળ અને સૌન્દર્ય જુઓ :

ચલ વિજય મંઝિલે,
દુષ્ટ ફૅસિસ્ટને જેર કરવા,
મુલ્કને મુક્ત—આઝાદ કરવા.

... ... ...

આપણા જામતા જોરમાં થૈ જશે
ખતમ સૌ વિશ્વના શાહીવાદો,
ધ્વસ્ત થાશે બધા મૂડીવાદો.—ચલ૦ (પૃ. ૬૭)

નીચેની પંક્તિઓમાં બાનીની છટા જુઓ :

ઉલ્લાસોની મત્ત ઉલ્લોલ હીંચે
હૈયાની આપલેના દિલબર અમીરી કૈંક સોદા કરેલા.

... ... ...

એ નેનથી વરસતી દ્યુતિ રમ્ય ઝીલતાં
કૈં કૈં કાળી અમાસો ઝળહળી ઝગતી પૂર્ણિમા શી ઉજાળી.

... ... ...

હૈયે હૈયુ ગૂંથીને આપણે ત્યાં
પ્રસ્પન્દોથી કેટલી વાત કીધી ?
એને એકાબીજાની ગજબ થઇ ગઇ ઓળખો નેહદીધી. (પૃ. ૬૫)

... ... ...

આજે ઉન્નિદ્ર નેત્રે જગત નીરખતું કાલની ઘોર ઝંઝા.
આજે ઉન્નિદ્રનેત્રે જગત નીરખતું સંસ્કૃતિ કેરી સંધ્યા !
ત્યાળે ઉન્નિદ્ર નેત્રે હૃદય ધડકતે નાશના નર્તકોની
જંગી ધીંગી જમાતો, મરણડણકથી તાંડવી ડેક લેતી. (પૃ. ૩૦)

મડિત કરના મથે છે આ વૃત્તિ તેને મસ્કૃત કવિતાના સપર્કે આપી છે અને તેમાથી ઘણા આર્ગ્રાદક પરિણામે આવ્યા છ ગોવિંદની વાણીને આ સૌન્દર્ય મડિત નિન્યામ આપણે થોડાક જોઇએ

પ્રભાત ફુટતા—
સલજ્જ પ્રગટે ઉષા અરુણરગી પાનેતરે
વીંટેલ તનવેલ, હેમ જગતેજઝેરી ધરી
શિરે, દમતી નીમરે જગત તેજવર્ષા ઝીલે (પૃ ૧૬)

... . . .

મધ્યા ઢળુઢળુ થતી હમણા ઢળી ગૈ,
ઝાખી પ્રભા કનકવર્ણી ય ઓસરી ગૈ,
અધારશોકતણી ઓઢત ઓઢણીઓ,
નિ શ્વાસ નાખત ઊભી સઘળી દિશાઓ (પૃ ૧૬)

આ પ્રૌઢસુદર પક્તિઓ માત્ર ગોવિંદની પોતાની કાવ્યશક્તિનુ જ પરિણામ નથી, પરતુ આપણી આજ પર્યંતની સાસ્કારિક સપત્તિ કેટલી છે, આજની ઉછરતી પ્રજા તે કેટલી સુલભ છે, અને તેમના ચિત્તતત્રમા તે કેટલી સરળતાથી અકુરિત થઇ શકે છે તે રીતે, આપણા એક પ્રજાગત સસ્કારના, કાલિદાસથી માડી આજ લગીના એક અખડ સસ્કારતતુના ચિહ્ન તરીકે તેમને જોવાની છે આથી પણ વિશેષ સમૃદ્ધ પક્તિઓ ગોવિંદમા છે, પણ તે જોવા આપણે થોભીશુ નહિ

કવિની શક્તિનુ ઉત્તમ માપ તેના અલકારબળમા નહિ, તેની વાક્ છટામા કે વાણીવૈભવમા નહિ, પરતુ વિશેષે તો તેની સ્વભાવોક્તિમા જોવા મળે છે અલકાર અને વાણીની છટાથી વસ્તુને સુદર અને રસાવહ કરવી એ સહેલુ છે પરતુ વાણીના કેવળ સ્વયપર્યાપ્ત બળ વડે, અન્ય કશાનુ અવ લબન લીધા સિવાય, શબ્દના પોતાના આતરબળમાથી અને બાનીના પોતાના જ કાર્યોચિત સમર્થ વ્યવહારથી, બીજી એકે ઉપાધિનો આશ્રય લીધા સિવાય

કવિ કેવું પરિણામ લાવી શકે છે તેમાં તેની કાવ્યશક્તિની કસોટી છે. નવીન કવિતાની જે એક મુખ્ય ઝંખના છે તે આવું નર્યું વિશુદ્ધ સ્વપ્રતિષ્ઠિત વાણીસામર્થ્ય પ્રાપ્ત કરવાની. ગોવિંદની કવિતાનો મોટો ભાગ આવા વિશુદ્ધ વાગ્વ્યાપારની રીતે લખાએલો છે.

હતું હૈયામાં કે તુજ પ્રણયના વર્ષણ થકી
થએલી લીલુડી ઉરઘનઘટા આશ્રય થશે
અરે કિંતુ શાને,
અકાળે આ સ્થાને શિશિર ગ્રસ આવી ધસમસી? (પૃ. ૨૨)

આમાં માત્ર એક જ રૂપક છે, અને તે ય એકદમ દેખાય એવું. તે સિવાય આખું કાવ્ય કેવળ કાવ્યોચિત બાનીના આશ્રયે જ ગતિ કરે છે.

તારી બાંકી અલકલટમાં ગૂંથીને આંગળીઓ
મૂંગોમૂંગો તુજ નયનસૌન્દર્યને પી રહ્યો'તો.

આ જ અર્થની કાન્તની કેટલીક મનોહર પંક્તિઓની છાયા ગોવિંદમાં જાગૃત થઇ હોય તો નવાઇ નથી. એવી રીતે બીજા કવિઓની છાયા પણ ગોવિંદનાં કાવ્યોમાં એકરસ થઇને આવેલી છે. પરંતુ હવેની આ પક્તિઓ જુઓ:

ન્યાળુ તારાં નયનમહીં હું મૂર્તિ નાનેરી મારી,
ને હોઠે ત્યાં પવન મધુરો રેશમી પક્ષ્મ તારી. (પૃ. ૨૮)

આ 'રેશમી પક્ષ્મ'નો પ્રયોગ કરવાનું શું કાન્તને પણ ગમ્યું ન હોત?

ગોવિંદ આવો પ્રગટ કે છન્ન આલંકારિક થયા વિના, આપણી તળપદી બાનીની રીતે પણ લખી શકે છે, કે જે બાની આજની કવિતાનો એક લાક્ષણિક આવિર્ભાવ છે:

તેં તારે પંથથી આવી બાઇ, આ પાવ તારવ્યા,
આથમાં આથમાં હોઇ સત્યના પંથ પાડવ્યા. (પૃ. ૪૨)

આપણે જોઇ શકીશું કે 'બાઇ' શબ્દથી જે રીતે નિકટતાનો ભાવ વ્યક્ત કરે છે તે બીજી કોઇ રીતે થવો શક્ય નથી. દરેક શબ્દનું જે સ્વતંત્ર

કાવ્યબળ હોય છે તે આ રીતનુ છે કવિ એને કયાંથી કેટલુ પકડી શકે છે તે જ જોવાનું હોય છે. વાગીશ્વરી શારદાનો નિવાસ વાણીમાં સર્વત્ર છે આપણા પ્રાચીન કવિઓનો કહ ગોવિંદમાં બોલતો હોય તેવુ આ નાનકડુ ગીત જુઓ:

કોને રે કહું ને કોણ સાંભળે
મારા રુદિયાની વાત?
મૂંગી રે મૂંગી મારી વેદના
ઉરમાં શમવું દિનરાત!—કોને રે૦
છાના રે છાનાં આંસુ આંખથી
ડળકી પડતાં કો વાર,
હૈયાકેરી મારી વેદના
શમવી જાતાં લગાર.—કોને રે૦ (પૃ.૩૧)

તદ્દન સાદી વાણી પણ પૂરેપૂરી કાવ્યમય બનીને આવી છે. ગોવિંદે આવાં થોડાક ગીતો પણ આપ્યાં છે. જોકે હજી એનામાં ગીતશકિત બહુ ખાલી નથી. તોપણ,

આજ જામી બેવરાત; અટારીએ
એકલુએકલું હૈયુ રડે છે;
અંતરના કોઈ સાથીવિહોણુ
અતર આજ ચોધાર રડે છે.

તેમજ

શ્રાવણના ઘન ભીંજવે કયારે
ધીમ ધખ્યુ મારુ ઉર?

જેવી પંક્તિઓ ઊર્મિનાં સ્વચ્છ અને પ્રખર આલેખનો આપી જાય છે. આમ આપણે ગોવિંદની કલાશક્તિને વિવિધ રીતે પ્રગટ થતી જોઈ શકીએ છીએ. એની પાસે શબ્દની સમજ છે, નિરૂપણની હથોટી છે. વિવિધ રીતના કાવ્યસંસ્કારોને ઝીલી એનુ ચિત્ત સરળ અને પ્રૌઢ, સાદી તેમજ સાલંકાર

અને સર્વત્ર સ્વચ્છ સુંદર એવી બાની પ્રાપ્ત કરી શક્યુ છે. તેમ છતાં ગોવિંદની પ્રેરણાનો જે સ્વાભાવિક ઉદ્ગાર છે તે આપણા ઉત્તમ કવિઓની સંસ્કૃત પ્રૌઢ શૈલીનો છે. એ રીતે એનુ કવિચિત્ત ઉત્તમોત્તમ શિષ્ટ કવિઓને પગલે જ ગતિ કરવાની મહેચ્છા ધરાવે છે.

ગોવિંદની કવિતાનુ બીજુ ધ્યાન ખેંચે તેવું તત્ત્વ છે તેમાં વ્યક્ત થતી એક વિશિષ્ટ સંવેદનશીલતા. ગેરિલા ટ્રેઇનિંગ કોરમાં જોડાનાર આ જુવાન માનસ પર યુગપ્રવાહની અસર હોય એ સ્વાભાવિક છે. આ ઊર્મિઓમાં ગોવિંદની લાક્ષણિકતા એ છે કે કેવળ રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી પર જઈને તે જગતના નાગરિક તરીકેના ભાવ વ્યક્ત કરી શક્યો છે. ફૅમિંગ્ઝ સામે લડવાની ઉત્કંઠા જરા બાલિશ જેવી લાગે, તોપણ તેની એ ઊર્મિ સાચી છે, અને આપણે ઉપર જોયુ તેમ બળિષ્ઠ રીતે વ્યક્ત થઈ છે. છેલ્લા વિશ્વયુદ્ધ અંગેનાં તેનાં 'જાગે ક્યારે?', 'નિશ્ચય', 'સૂણી પૂછંન આશા', '૧૯૯૮ની વૈશાખની રાતે' કાવ્યો એ કાવ્યથી વધુ પ્રમાણમાં પ્રૌઢ અને ગંભીર ભાવવ્યંજનાવાળાં બન્યાં છે. પરન્તુ ગોવિંદનું ચિત્ત માત્ર આવી પ્રાસંગિક ઊર્મિઓમાં જ બંધાએલું નથી. તેના જીવનમાં એક વ્યાપક અને ઊંડો પૌરુષભાવ છે, અને જગતના સમસ્ત અનિષ્ટ સામે, અંધકાર સામે, તત્કાલ સફળતા મળો યા ન મળો તોપણ ઝૂઝવા જવા તેનું હૃદય દૃઢસંકલ્પ બનેલું છે.

ગોવિંદનું 'મદસ્રલિગ જોઇને' કાવ્ય લો. નરસિંહરાવના આ જ વિષય પરના જાણીતા કાવ્ય સાથે એને સરખાવો અને જણાઈ આવશે કે આ પચાસ વરસના ગાળામાં ગુજરાતી કવિતાએ તથા ગુજરાતની ભાવનાશીલતાએ કેવો અને કેટલો વિકાસ સાધ્યો છે:

> ત્રિવિક્રમ, પ્રતાપી, શૌર્યનિધિ, તામ્રચૂડામણિ,
> અમારા ગુર્જરાતના મદદ સ્વપ્નદ્રષ્ટાતણા
> ફરેલ અહીં પાય હોંશભર ભવ્ય ભર્તાકેના.
>
> ... ...

વિરાટ જગ સાથ બાથ ભરનાર એ પૂર્વજો.

. . .　　. . .

અમે તનુજ સર્વ એ પરમવિક્રમાર્કોતણા
ઝગંત અહ! તેજપુંજ અમ પૂર્વજોનો મહા!

. . .　　. . .

અમે વિગત તેજઅંશ નિજ તેજ ઉજ્જવાળશું,
વિલીન ગત તેજની ભભક ભવ્ય પ્રજાવાળશું. (પૃ. ૧૩)

કાવ્યનો છંદ, તેની બલિષ્ઠ રણકારભરી ભાષા અને આ વિક્રમ-ઝંખના, એમ એક કરતાં વધારે રીતે, આપણી કવિતા અને આપણા જીવનમાં થયેલા યુગપલટાનું દર્શન આ નાનકડુ કાવ્ય કરાવે છે. આ પરાક્રમભાવ ગોવિંદનાં ઘણાં કાવ્યોમાં પ્રગટ થયો છે. તત્કાલીન પ્રસંગોથી પર બની તે એક સ્થિર ઊંડી અને વ્યાપક મનોવૃત્તિ રૂપે દૃઢ બન્યો છે.

તિમિરથર શા ગાઢા જામી ગયા પૃથિવી પરે,
ખચિત ખસશે કે એ ગાઢા હજી અધિકા થશે? (પૃ. ૭૧)
'વહન અવરોધાયાં સર્વે વિમુક્ત વહાવવા
ભગીરથ નહીં જાગે કોઈ?' પૂછે ઉર ઝખતાં. (પૃ. ૫૨)

અને પોતે જ એ પ્રશ્નનો જવાબ આપે છે:

અમે એ ગંગાનાં પુનિત ઝરણાંઓ વહવશુ,
સુતેલી સૃષ્ટિમાં જીવનરસછોળો છલવશુ. (પૃ. ૩૪)

ગોવિંદનાં કાવ્યોમાં બીજો ઊર્મિતંતુ છે પ્રણયનો અને મૈત્રીનો. એ બંને ઊર્મિઓનાં કેટલાંક મધુર કોમળ અને આર્દ્ર સંવેદનો ગોવિંદે ગાયાં છે. હરેક કવિએ ગાયેલા આ ભાવોમાં ગોવિંદ પોતાની વ્યક્તિગત અનુભૂતિનો વિશિષ્ટ રંગ, ઊર્મિનો વિલક્ષણ મરોડ લાવે છે એ એની લાક્ષણિકતા છે.

હતો હું એકાકી પથ વગરનો ક્યાં ય ભમતો,
ત્યહીં તેં આવીને સ્મિતઝરમુખે હસ્ત ગ્રહિયો. (પૃ. ૧૮)

એ જ મિત્રને તે આગળ કહે છે:

મદા તારી પાસે,
અનેગ ઉલ્લાસે—
ભર્યું દીધું હાસે; મુજ સકલ સૃષ્ટિ નવ રમે
હસે, કોકોકે નવલ કવિતાનન્દ વિલસે. (પૃ. ૪૧)

પ્રસંગોએ ગોવિંદ સામેના પોતાના મુગ્ધ અને ગભીર સખ્યનું જે બયાન આપ્યું છે તે આ જ લાગે છે. અને એ મદયાર કવિતા ઉપરાંત જીવનના અન્ય પ્રદેશોમાં પણ વિસ્તરે છે.

દૂધના વાયરાોરી સ્હેનિયો રમ્ય વાય છે;
શ્રદ્ધાના સ્રોતના મીઠા ઝંકાર ગુંજાય છે.

... ...

ઉરાના કંકુઘોળેલા પાવને ચાલ પુજીએ;
ઋચાઓ સત્યની મીઠી સાથમાં ચાલ કુજીએ,
મૈત્રીની ભવ્ય મ્હેલાતે આપણે નિત મ્હાલીએ,
પ્રેમની પૂર્ણ પ્યાલીઓ આકંઠ ગદ્‌ગદા પીએ. (પૃ ૪૨)

આ બે યુવાનો ભલે અદના માણસો હોય પણ તેમની મૈત્રીની મ્હેલાત તો ભવ્ય હતી એમ કહેવું જોઈશે.

કવિને પ્રણયનો મધુર અનુભવ તો થયો જ છે:

ખીલ્યા પ્રફુલ્લ મુજ યૌવન-પૂર્ણિમાના
માણી રહ્ં વિરલ જીવન-ઉત્સવો આ.

પરંતુ કવિના જીવનમા વસંત કરતાં પાનખરની છાયા વધુ પથરાયેલી છે. એટલે એ તરત જ બોલે છે:

માણી લઉં મુજ વસંત અમૂલ્ય આજે
જેની દૂરે અમદ પાનખરો બિરાજે (પૃ ૪૮)

અને એ પાનખર આવે છે.

રે, ત્યાં વચ્ચે સમયની કટારે ઉરે કાપ મૂક્યો,
હૈયાકેરું અરધ જ કરી સાવ રે છેહ દીધો. (પૃ. ૫૬)

અને પછી કવિ 'ગૌતમીને કિનારે' બેગી પોતાની એ આખી કરુણગાથા સંભળાવે છે:

ને આજે તો ગૌતમી યે સુકાઈ
શી પાતળી સેર સમી વહી રહી.
... ...
ભૂલાએલાંની સ્મૃતિસેર જેવી
બેઝબેઝે પંથ કાપી રહી છે.

વીતેલી જિન્દગીની કરુણરસભરી યાદ આપી રહી છે. (પૃ. ૬૬)
પણ આ કારુણિકાને અંતે યે જીવત તો જીવવાનું જ છે. કવિનું હૃદય દાંત ભીંસી નિશ્ચય કરે છે:

નહિ નયનને આંસુભીનાં થવું અવ પાલવે,
અસહ વિધિના વજ્રાઘાતો સહી જ રહું હવે
સ્મિતમય મુખે; છોને છુટ્ટા કરે પ્રહરે મને,
કુસુમઉર આ આજે એ સર્વ વજ્ર બની સહે. (પૃ. ૪૯)

ગોવિંદના પરિચયમાં આવનાર તેના આ 'સ્મિતમય મુખ'થી તથા 'કુસુમ-ઉર'થી અજાણ્યા નથી રહ્યા. પણ એના જીવનના વજ્રાઘાત તો તેણે 'મૂંગી વેદના'માં ગાયું છે તેમ એકલાએકલા જ ઝીલ્યા હતા. અને એ સહન કરવાની શક્તિથી ભરેલો તે કહે છે:

જીવનભર સૌ સેવ્યાં સ્વપ્નો અશેષ જ પામવા
ડગ ભરું હવે આગેઆગે: સુણી રહું હાકલા. (પૃ ૪૯)

એક વિશાળ જીવનનું આવાહન સાંભળી કવિનું હૃદય કોઈ પરમ પુરુષાર્થની દિશામાં હવે ચાલ્યું જાય છે.

પરંતુ અંગત ઊર્મિઓના આ 'મત્ત ઉલ્લોલ હીંચ' અને જગતજીવનના આ 'હાકલા', એમાં જ કવિનું સમસ્ત જીવન સમાપ્ત નથી થઈ જતું.

એ બહિર્મુખ જીવનથી ભિન્ન એવુ એક ગભીર અતર્મુખ જીવન કવિ જીવે છે એ જીવનમા એની મુખ્ય સહચારિણી છે પ્રકૃતિ ગોવિંદની કવિતા સૌથી વધુ આ પ્રકૃતિવર્ણનોમા ખીલી છે પ્રકૃતિના એ વિવિધ સ્વરૂપોના સપર્કમા રહી કવિનુ હૃદય જીવનના અનેક ગભીર ભાવો અનુભવે છે એ અનુભવોમા સૌથી નાક્ષણિક અનુભવ શાતિનો છે

બધુ ય સુમસામ, રાત્રિતણી શાન્ત સુપ્તિમહીં,
વિરાટ જગની પરે પ્રસરતા છવાઈ રહી

અને કવિ એ ચન્દ્રિકાવાળી, આછીપાતળી વાદળીઓથી ભરેલી રાત્રિનું તથા પૃથ્વી પરના ઉનાળામા સુકાઈ ગએલા વૃક્ષોનુ, શાન્ત નીરવ પદે ગતિ કરતા પવનનુ વર્ણન આપી કહે છે

નિસર્ગતણી ભવ્ય શાતિ મુજ અતરે રેલતી,
પ્રચડ ઉછળત ક્ષુબ્ધ ઉરસિંધુને શામતી (પૃ ૪)

ગોવિંદનો આ એક લાક્ષણિક ઉદ્ગાર છે એના હૃદયનો સિંધુ કેવો ઉછળતો હતો તે તેણે આપણને જણાવ્યુ છે અને એ સિંધુને શાન્ત કરવાની શક્તિ માત્ર આ નિસર્ગની શાતિમા જ તે અનુભવી શક્યો હતો એ પ્રકૃતિનો

કણેકણ મજીવ વાત મુજ સાથ મૂગી કરે,
સુખાર્દ્ર હૃદયેથી કૈં ઝરણ ઊર્મિકેરુ સરે
બની કણ નિસર્ગનો અજબ શાતિથી હૂં શ્વસુ,
અને પ્રકૃતિ ભવ્ય દૃશ્ય અમીઘૂટ પીધા કરુ (પૃ ૭)

આપણી કવિતાએ સાધેલી આગેકૂચ સમજવા માટે ફરીથી એક વાર નરસિંહરાવના પ્રકૃતિકાવ્યોને ગોવિંદના આ પ્રકારના કાવ્યો સાથે સરખાવી જોવાનું સૂચવવા મન થાય છે પ્રકૃતિનો સહૃદય અને સઘન અનુભવ અને તેનો મામ્યમર મદ્ભુદ્ગાર કેવો હોઇ શકે તે વસ્તુ પણ ગોવિંદના કાવ્યો બતાવી આપે છે ગોવિંદના વર્ણનો તાદૃશ અને પારદર્શક છે, તેની સદ્ભુક્તિમા એક લાક્ષણિક ચમત્કૃતિ છે આ પાનખરનું વર્ણન જુઓ

હતી શિશિર શીત પાનખર પૂર્ણ ફેલાયેલી,
દ્રુમેદ્રુમ તળે ભિછાત પથરાઇ પીળાપીળી,
લૂખી પરણહીન ડાળી સહુએ ઉઝડીયલી,
કતાર સહુ રક્ષ વૃક્ષતણી મૂક ઊભી રહી. (પૃ. ૪૭)

આ એક વંટોળનું વર્ણન છે :

ઊના વાવંટોળે પવન પટરેતી નચવતો
રચે વાયુકિલ્લા ક્ષણિક, ધરએ કયાં ફગવતો.
દ્રુમોનાં ઝુંડોને બથ ભરી હલાવી હરખતો,
હઠાત્ દિલ્લોળાને ધરણી પર ઢાળી નીરખતો. (પૃ. ૬૯)

કવિ બે પંક્તિઓમાં જ એક વિશાળ ચિત્ર આપે છે:

ઊંચે નીલું વિયત, પગ પાસે ધરા રમ્ય, લીલી.
ચારે બાજુ પ્રકૃતિ સ્મિતથી આવકારી રહેલી. (પૃ. ૫૬)

અને આવી વિવિધ સ્વરૂપવાળી પ્રકૃતિના પટ ઉપર કવિનું હૃદય અનેક સંવેદનો અનુભવી રહે છે. પ્રકૃતિ અને કવિનું સંવેદન પરસ્પર એવાં એકમેક બની રહે છે કે જાણે એ બેય મળીને જ એક સંવેદનવ્યાપાર રચે છે. કવિના હૃદયનો ભાવ જાણે પ્રકૃતિનો પોતાનો જ અનુભવ બની રહે છે. નિસર્ગ પોતે જ પોતાના આ કણદ્વારા અનુભૂતિઓ સેવે છે

અહો ગજબ રાત્રિ ઓસરી જ, શાન્ત હૈયું થયુ.
થયું ક્ષિતિજ સુર્ખ; સુર્ખદિલ ઊગતી શી ઉષા '
કળીઅધરનાં તુષારદલ ચૂમી જાગે પૂષા.
ગયું તિમિર, શૂન્ય ગર્ભમહીં કયાંય ચાલ્યું ગયુ. (પૃ. ૭૬)

આ વિલય પામેલું તિમિર, કેવળ માનવ હૃદયનું કે કેવળ રાત્રિનું જ નથી. એ બંનેએ મળીને સ્થૂલ અને સૂક્ષ્મમાં એક વિજય મેળવ્યો છે અને તેનો આ પરમ ઉત્સાહભર્યો ઉદ્‌ગાર છે. પણ આ હજી છેવટનો વિજય નથી. આ તો માનવનું એક સનાતન યુદ્ધ છે. અંગત અને ક્ષણજીવી ઊર્મિઓના

સુખદ અને દુઃખદ અનુભવો કવિએ જોયા છે, પરંતુ એ સંવેદનોની પાછળ રહેલું, માનવ આત્માએ જેની સાથે એક દિવસે છેવટનો હિસાબ કરી લેવાનો જ છે તે તત્ત્વ પ્રત્યે પણ કવિનું ચિત્ત જાગૃત બની ગયું છે. ગોવિંદના મનોવિકાસમાં આ પણ એક નોંધવા જેવી વસ્તુ છે. એ છે સર્વ વૃત્તિઓની પાછળ રહેલું વાસનાતત્ત્વ. કવિને એની સાથે એક જબ્બર અથડામણ ઊભી થઈ છે :

પ્રસુપ્ત અહિરાજ આહ ! દઈ ડંખ ચાલ્યો ગયો.
રગેરગ મહીં જતાં પસરી ઝેર, બાંગી પડે
બધુ બદન, તમ નેત્ર રુધિરાશ્રુઓ નિઃસ્રવે.

. . . . . .

ચડયું બદન કાલકૂટ, નયને લીલૂડાં રમે. (પૃ. ૭૫)

એ વાસના સાથેના એક યુદ્ધમાં થોડો વિજય મળ્યા પછીનો કવિનો આનંદોદ્ગાર આપણે ઉપર જોયો. પણ હજી એ યુદ્ધ પૂરું થયુ નથી.

પુનઃપુનઃ જાગતાં પ્રબળ વાસનાનાં જળ
સપાટી પરનાં ય શાંતિમય, લેઈ હિલ્લોળ, શા
રચે ગગનચુંબી થંભ ક્ષણ, બાંગી ભુક્કો થતાં
ઘગાક પછડાય, તો ય તૂટતું ન એનું બળ ! (પૃ. ૭૬)

કવિના જીવનમાં આ સંગ્રામ ચાલુ જ રહ્યો છે. વ્યક્તિના તેમ જ વિશ્વના અંતરમાં રહેલી આ ઘોર વૃત્તિનું કવિને બહુ સ્પષ્ટ ભાન છે. જુવાનીમાં માણસ સામાન્ય રીતે અનુકૂળ કે પ્રતિકૂળ વૃત્તિઓના ઉછાળામાં જ જીવે છે. એનાથી તટસ્થ બની તેનું અવલોકન કરી શકવું એ વિકાસની એક આગળની કક્ષા છે. ગોવિંદ એ દાર્શનિકની કક્ષામાં પહોંચ્યો છે :

સમુદ્ર ગર્જે અહા વિકૃતિ ઘોર ઉન્મત્તના,
ત્યહીંથી પ્રસરી રહ્યાં પ્રસબ ફૂટ હાલાહલો. (પૃ. ૧૬)

અને અત્યારસુધી એ હલાહલનું નિવારણ એને પ્રકૃતિમાથી મળતું રહ્યું છે:

તદા પ્રકૃતિ રમ્યનાં અમૃતદર્શનો અર્પતી
અમૂલ્ય ક્ષણુને ઉરે સુચિર હું નિષેવી રહું:
અનનુભૂત શાંતિ લહું. (પૃ. ૧૭)

કવિને આવી અમૂલ્ય ક્ષણો ઘણી મળી છે. ફરી એક વાર બીજે તેનો પરમ તૃપ્તિનો ઉદ્દગાર તે ગાય છે. પ્રકૃતિના એક સુભગ દર્શન પછી તે કહે છે :

અમીમય બધું જ, અંતર પ્રમુગ્ધ ન્યાળી રહે.
ત્યજી સકળ, વર્તમાનમહીં મુક્ત હૈયું વહે.
તુષાર જલબિન્દુ શી જીવનપુષ્પને ચૂમતી
,લહું ક્ષણુ અમૂલ્ય આ અનનુભૂત શાંતિભરી. (પૃ. ૭૭)

'અનનુભૂત શાંતિ'નો આ અનુભવ એના એ જ શબ્દદ્વયમાં કવિએ ફરીફરીને ગાયો છે. કવિહૃદયની આ એક સાચી અને વિરલ અનુભૂતિ છે.

પરંતુ કવિના જીવનમાં આ ભાવ એક સર્વવ્યાપી અનુભવ, એક સિદ્ધ અખંડ અનુભૂતિ બન્યો છે ખરો? એનો જવાબ હામાં આપી શકાય તેમ નથી. પ્રકૃતિનો સંસર્ગ કવિને આ ગહન શાંતિમાં લઇ જતો હતો, પણ જીવનનો સમસ્ત પ્રશ્ન હજી ઉકેલવાનો બાકી જ હતો. એ બાબતમાં ગોવિંદ મથનાવસ્થામાં હતો. માનવહૃદય પોતાની એકેએક ઊર્મિનું સ્થિર શાશ્વત આનંદમાં જે નિર્વાણ ઝંખે છે તે તેને હજી મળ્યું ન હતું. એ અમૃતને માટે હજી તેનું મંથન ચાલુ જ હતુ. હજી કોઇ દેનદિશા સૂઝતી ન હતી, વિજયનાં ચિહ્ન દેખાતાં ન હતાં. જીવનની એક નિરાધારી અનુભવતો છતાં એક શાંત વિક્રમશાલ વૃત્તિથી તે જીવી રહ્યો હતો.

ભવરણુ મહીં આજે હું તો નિશ્ચન્ય સ્થળેસ્થળે
અથડું ભટકું જ્યાં ત્યાં, એની ન રે ખબરે રહે.

. . . . . .

સુભગ જીવવું નિર્માયું કે નહીં, નહિ જાણુતો,
ફરજ બજવ્યાનો ના હૈયે હુલાસ ય માણુતો.
હૃદય ગમતા પંથે આજે રહું બસ ચાલતો;

પરિક્રમણથી સંતોષાઈ રહુ એમ હોત તો
હૃદયમમતા પથે ઝિંદા દિલે નિત જીવતા
મરણ મધુરુ પામુ, ઝંખી રહ્યો બસ આજ આ. (પૃ ૭૩)

ગોવિંદના હૃદયનું આ અક્ષરશઃ સાચુ ચિત્ર છે. એણે જેવુ ઝંખેલુ તેવુ જ મધુર મરણ એને મળ્યુ એણે 'મધુર મરણ' કરતા કોઈ વિશેષ સિદ્ધિ ઝંખી હોત તો તેને તે શુ ન મળી હોત?

આ છે ગોવિંદની કવિતા અને તેના હૃદયની કથની અહીં વીણેલી અને જરા કૃત્રિમ રીતે ગૂંથેલી પંક્તિઓને માત્ર ઇંગિત રૂપે સમજવાની છે કવિની કલમમાંથી અખંડરૂપે સર્જાએલી કૃતિમા આ અવતરણો કેવી રીતે તેમના સ્વાભાવિક સ્થાને આવી રહેલા છે તે માટે વાચકે મૂળ કૃતિઓની પાસે જ જવુ જોઈએ તેમની કળા અને રસ અહીં દેખાય છે તે કરતા યે વિશેષ પૂર્ણ અને સમૃદ્ધ રૂપે ત્યા જોવા મળશે

છેવટે એક તાજા કલમ પણ ઉમેરવાની રહે છે ગોવિંદની કલમે આમ આટલી વયમા પણ આટલી ઊંચી કલાશક્તિ બતાવી છે તથા તે એક સભાન જાગૃત કલાકાર છે, છતા હજી તેમા અત્રતત્ર કચાશ રહી ગયેલી છે ક્યાંકક્યાંક શબ્દપ્રયોગમા અનૌચિત્ય છે, ક્યાંક વસ્તુવિન્યાસ શિથિલ છે, ક્યાંક તર્કમા શિથિલતા છે, ક્યાંક રસચમત્કૃતિ મંદ છે સંપાદકોએ ગોવિંદની તદ્દન નબળી કૃતિઓ તો બાતલ જ રાખી છે, છતા આવી થોડી ક્ષતિઓવાળી કૃતિઓને અહીં રહેવા દીધી છે તે એટલા માટે કે એમા પણ ગોવિંદની કળાનો એકાદ જાળવી રાખવા જેવો ચમકાર આવેલો છે નમૂનાના સંપાદનમા, ખાસ તો જોડણી ને વ્યાકરણમા કેટલીક ત્રુટિઓ તથા અસંગતિ આવેલી છે જે માટે સંપાદકોએ પોતાની દિલગીરી દર્શાવવાની રહે છે જ.

પોતાના આ યુવાન કવિની કવિતાનો રસ ગુજરાત લેશે એવી આશા સાથે વિરમુ છુ

પોંડિચેરી

તા. ૧૯ ૯ ૪૮

સુન્દરમ્

•

# અનુક્રમ

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | છે | જોઇએ |
|---|---|---|---|
| ૧ | ૩ | બીચારા | બિચારા |
| ૧ | ૬ | કે | કૈં |
| ૧ | ૭ | મોટા | મોટાં |
| ૧ | ૧૪ | જગત્ | જગત |
| ૧ | ૧૪ | વિભુનાં | વિભુના |
| ૨ | ૨ | લીધા | લીધાં |
| ૨ | ૨ | આભલા | આભલાં |
| ૨ | ૭ | મઢેલા | મઢેલાં |
| ૫ | ૧૦ | જથો | જૂથો |
| ૫ | ૧૧ | પળે | રહે |
| ૮ | ૧૧ | અપવા | અર્પવા |
| ૧૦ | ૭ | જતુઓ | જંતુઓ |
| ૧૬ | ૧૪ | યૌવનોલ્લાસમ | યૌવનોલ્લાસમાં |
| ૧૭ | ૬ | સ્વગગાને | સ્વર્ગગાને |
| ૧૭ | ૧૧ | હયામાં | હૈયામાં |
| ૨૦ | ૧૦ | હથે | હાથે |
| ૨૮ | ૯ | સાન્નિ | સાન્નિધ્યે |
| ૩૮ | ૮ | પ | પૈ |
| ૪૨ | ૧૪ | છટાયે | છંટાયે |
| ૪૨ | ૧૪ | છાટણાં | છાંટણાં |
| ૪૩ | ૪ | મુશયરાપુર્તિ | મુશાયરાપુર્તિ |
| ૪૩ | ૧૭ | દ્રમે | દ્રુમે |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | ૩ | નીલીમા | નીલિમા |
| ૪૭ | ૬ | દષ્ટ | દૃષ્ટ |
| ૫૧ | ૫ | વહેતો | વહતો |
| ૫૪ | ૧ | અતિમ | અંતિમ |
| ૫૪ | ૮ | આભર્લુ | આભલુ |
| ૫૪ | ૧૪ | કરણુ | કરુણુ |
| ૫૬ | ૬ | ઉણુ | ઊણુ |
| ૫૬ | ૧૪ | સઙ્જવનીની | સઞ્જીવનીની |
| ૫૮ | ૮ | જીગર | જિગર |
| ૬૨ | ૫ | સુરીલીતાને | સુરીલી તાને |
| ૬૨ | ૮ | ધારણુના | ધારણુના |
| ૬૮ | ૩ | વિજય માઝરે | વિજય મઝિલે |
| ૬૮ | ૧૬ | શ્રૃખના | શૃખના |
| ૭૦ | ૧૪ | ઝરી | ઝરા |
| ૭૧ | ૧૪ | જપતું | જપશુ |
| ૭૭ | ૯ | કૂણા | કૂ ણા |
| ૭૮ | ૬ | કપ્પીઓ | કુપ્પીઓ |
| ૭૯ | ૧૬ | પૂછે | પૂ છે |
| ૭૯ | ૧૭ | ઉભગાય | ઊભગાય |

# ઠંડી

• મંદાક્રાન્તા •

ઠંડીઠંડી હિમ વરસતી વાયુની લ્હેર આવે.
મૂંગામૂંગા તરુવર ઊભાને ય ધીરે ધ્રુજાવે.
આછુંઆછું તિમિર હરતા તારલા યે બીચારા
ઠંડીબીકે ગગનપટમાં ક્યાંક ખૂણે લપાયા !

પંખીઓ યે કલરવ મૂકી શાન્ત થૈને ભરાયાં.
માળાઓ ને દ્રુમતણી બખોલોમહીં ક છુપાયાં.
ને આ મોટા પશુ પણ નિરાધાર થૈને ઊભેલાં.
સૌ યે ઠંડી ક્રૂર લહરિયોથી મૃતપ્રાય થાતાં.

પેટે પાટા દઈદઈ બચાવ્યા કણો વાવિયા, ને
વહ્નિઝાળે તૂટુંતૂટું થતી કાયથી પાણી પાઈ,
લીલા પાકે લચતી કીધી આ વિશ્વની વાડીઓને
શીતાગ્નિની બરફ ઝરતી હિમજવાળા પ્રજાળે !

ક્યારે હાવાં દૂર કરી સહુ સૂર્ય તેજે પ્રકાશે,
ઝીલે ભર્ગો જગત, વિભુનાં શીતવહ્નિ વિનાશે ?

# ઠંડી

• મંદાક્રાન્તા •

ઠંડીઠંડી હિમ વરસતી વાયુની લ્હેર આવે.
મૂંગામૂંગા તરુવર ઊભાને ય ધીરે ધ્રુજાવે.
આછુંઆછું તિમિર હરતા તારલા યે બીચારા
ઠંડીબીકે ગગનપટમાં ક્યાંક ખૂણે લપાયા!

પંખીઓ યે કલરવ મૂકી શાન્ત થૈને ભરાયાં.
માળાઓ ને દ્રુમતણી બખોલોમહીં ક છુપાયાં.
ને આ મોટા પશુ પણ નિરાધાર થૈને ઊભેલાં.
સૌ યે ઠંડી ક્રૂર લહરિયોથી મૃતપ્રાય થાતાં.

પેટે પાટા હઈદઈ બચાવ્યા કણો વાવિયા, ને
વહ્નિઝાળે તૂટુંતૂટુ થતી કાયથી પાણી પાઈ,
લીલા પાકે લચતી કીધી આ વિશ્વની વાડીઓને
શીતાગ્નિની બરફ ઝરતી હિમજવાળા પ્રજાળે!

ક્યારે હાવાં દૂર કરી સહુ સૂર્ય તેજે પ્રકાશે,
ઝીલે ભગો જગત, વિભુનાં શીતવહ્નિ વિનાશે?

## એકલા

• ઉપજાતિ •

નીલી અને સ્વચ્છ બિછાતમાં યથા
    ભરી લીધા કૈંક અસખ્ય આભલા,
નિરભ્ર ને નીલમ-રંગી આભમાં
    મઢી લીધા કોટિક તેમ તારલા.

આકાશગંગાતણી કંઠકંબુએ
    માલા ધરી, ઉજ્જ્વલ સ્વચ્છ વસ્ત્રો
હીરા મઢેલા, ધરીને ઉમંગે,
    નિશા લળે કોટિક અંગભંગે.

શિલાસનેથી નીરખી સુરમ્યા
    લીલા નિસર્ગે રમણીયતા ભરી
આહ્‌લાદતી માદક શીત વાયુની
    આવી રહી સ્પર્શતી મંદ લ્હેરી

સખા સહે ભવ્ય નિસર્ગલીલા
    ન્હાળી, હવાં નીરખવી એકલા !

૧૬-૧-૩૯

## વરાટ-કણ

• મિશ્ર •

હું ક્ષુદ્ર માનવ મહા મનુજૌઘમાંહી;
હુ એક વારિકણ સિન્ધુ મહાન માંહી.
હુ જૂઈની કળી સમો જગબાગમાંહી
ઝીલી રહું ભર્ગ વરેણ્ય ભાનુનાં.

અબ્ધિ વિરાટમહીં કોઈ ખૂણે રમતો,
હુ તો વિરાટતણું એક અણુ જ માત્ર;
ને વિશ્વદેવતણું તેજ ઉરે લહંતો,
વિરાટનુ ગૌરવ અતરે ધરું.

શું આ વિરાટ નહિ આ કણથી બનેલ?
તો શું વિરાટ નહિ આ કણમાં વસેલ?

૮-૪-૩૮

# શાન્ત દર્શન

પૃથ્વી

બધું ય સૂમસામ, રાત્રિતણી શાન્ત સુપ્તિમહીં,
વિરાટ જગની પટે અરવતા છવાઈ રહી
ધીમા ડગ ભરત આભમહીં ચન્દ્રમા એકલો
મહા ભુજગ ફેણમાં ઝગમગત જાણે મણિ
ખૂણે ક્યહીં ઝબૂકતી ધવલ કો'ક તારાકણી

ઘૂમે ગગનઆંગણે ધવલ પાતળી વાદળી
કદી તમતમાટ તીવ્ર કરી ઊઠતી ચીબરી
અને વિપળમાં જ શાન્તિ નિજ રાજ્ય પ્રસ્થાપતી

મહા અખડધજ્જ વૃક્ષ પણ જક્ષ શા ઓપમાં
પ્રશાન્ત રજનીમહીં ધરી સુષુપ્તિ સર્વ ઊભા
સમીર પણ શાન્ત નીરવ પટે ક્યહીં લ્હેરતો
શીળી મધુર લ્હેરથી ઘડીક સર્વ રોલાવતો

નિસર્ગતણી ભવ્ય શાન્તિ મુજ અંતરે રેલતી
પ્રચંડ ઊછળત લુબ્ધ ઉરસિન્ધુને શામતી

૧૦-૪-૩૬

# ભલે મારા માર્ગે

• શિખરિણી •

ભલે મારા માર્ગે સૂરજ નહિ, ના ચંદ્ર ય ભલે,
ઉષા-સંધ્યાકેરી સુરખી નમણી યે નવ ઢળે,
ગુલાબોની મીઠી પરિમલ ભલે ત્યાં ન પ્રસરે,
મઢેલી તારાથી ગગન-ઝૂલ યે ના ફરફરે.

ભલે મારા માર્ગે વિષમ ધરતી, ને રણસમી
સુકાએલી કેડી, પગ લથડતા જ્યાં ઘડીઘડી
કરાડો ને ખીણો શિખર કંઈ ઊંચાં નભ સુધી,
ખુઝાએલી છો ત્યા જગતભરની દીપ્તિ સઘળી.

ભલે મારા માર્ગે ભયકર ઊભેલા ષડરિપુ,
વિકારોનાં જથ્થો સકળ, પથ મ્હારો રૂંધી વળે;
નિગશા યે ઘેરી કદીક ઉર ને છાવરી પળે
અને પ્રત્યાઘાતી બળ પ્રબળ છો સાથ ઊમટે.

છતાં મારે આગે અડગ કદમે કૂચ કરવી,
ઉરે ઝંખી સિદ્ધિ મુજ જીવનની સિદ્ધ કરવી.

૨૯-૪-૩૯

## અમીઘૂંટ પીધા કરું

• પૃથ્વી •

કપાયલ વિશાળ પૃથ્વીથકી પાતળી પટ્ટી શો,
શશી રજની શીત ધૂળથકી ગાઢ પથરાયલો.
દૂરે લઘુક ગામની તરફ ક્યાંક ચાલ્યો જતો,
પ્રલંબ પથ પાતળો કયહીંક દૃષ્ટિને લૈ જતો.

જરી નગર બ્હાર દૃષ્ટિ મુજ ફેંકી હું ન્હાળતો
પ્રશાંત રજનીમહીં પ્રકૃતિ ભવ્ય એ માર્ગમાં.
પ્રકાશ સ્થિર વેરતા વીજળીના દિવા હારમાં
ઊભા ગહન ધ્યાનમગ્ન અવધૂત શા માર્ગમાં.

પસાર થતી રાત્રિરાણીપદ ચૂમવાને સદા
સમુત્સુક થઈ કતારમહીં સર્વ વૃક્ષો ઊભા.
પ્રલંબ જડ તારદોર કંઈ ગૂઢ વાતો ઉરે
વહંત, પથરાયલા પથમહીં ઊંચેરા શિરે.

પ્રશાંત રજનીમહીં સૂસવતા શીળા વાયરા
શુચિત્વભરી શાંતિને કદીકદીક સ્પર્શી જતા,
સૂકાયલ ખરી જતાં જરીક સ્પર્શથી પાંદડાં.
ઊભા ખખડધજ્જ વૃક્ષ પણ વાયુથી ધ્રૂજતાં.

ઊભેલ છડીદાર શા છડી પુકારતા લીંબડા,
ખીલેલ નવમંજરીથકી સુગંધી ફોરી રહ્યા.

અપર્ણું રૂપહીન તોય નિજ નૂર પૂરીપૂરી,
ઉષા ટશરરંગી પુષ્પ ધરીને ઊભા કેરડા

જટાજૂટ સમી લહુંબત અગણ્ય વડવાઈથી
પ્રગાઢ પથરાયલા વડ પ્રફુલ્લ ઝૂલી રહ્યા.
અનેક દિનરાતના ઉદયઅસ્તને ન્યહાળતા,
નવા શિશુક શા ખીલ્યા કિસલયો સહે ખેલતા.

અતૂટ ત્રિપુટી ઝગત મૃગશીર્ષની પશ્ચિમે,
અને નજીકમા જ વ્યાધ નિજ તેજ વેરી રહ્યો
ઝગત નભમધ્યમા ગહન પ્રશ્ન શુ ઝુમખુ
મહાભુજગ ફેણધારી વિચરત સપ્તર્ષિનુ !

વિલોલ નિજ તેજથી રજ રજતતણી વેગતા,
અસંખ્ય કણ આભમા ઝગમગંત તારાતણા
કણેકણ વિરાટ બ્રહ્મ લઘુદેહધારી રહ્યા,
ઝગત નિજ તેજ વર્તુળ નભે ઉજાળી રહ્યા

કણેકણ સજીવ વાત મુજ સાથ મૂગી કરે,
સુખાર્દ્ર હૃદયેથી કે ઝરણ ઊર્મિ કેરુ સરે
બની કણ નિસર્ગનો અજબ શાતિથી હુ શ્વસુ,
અને પ્રકૃતિભવ્ય દૃશ્ય અમીઘૂટ પીધા કરુ

# કિશોર

પૃથ્વી

કિશોર, જગબાગના સુરભિ ફોરતા ફૂલડા!
અખંડ જગજ્યોતને ઝળહળાવતા દીવડા!
અહો, ઝરણ શા પળેપળ સ્થળેસ્થળે ફૂટતા,
અનેક ગિરિમાળથી પુનિત વ્હેન પુણ્યોદકે,
પ્રફુલ્લ પમરાવતા સુરભિ હાસ્યપીયૂષનો,
સુધા વિમલ ઢાળતા ક્રીડનમસ્ત કુટ્લાનને,
સ્નપાવી નિજ માતપિતૃપગલા વધે આગળે,
અને પ્રબળ ધોધવા પ્રખર વેગીલા શા બની
સુવાસુલભ પૂરમાં નિજ પ્રિયાક ખૂંદી વળે
સમસ્ત નિજ સંચિત પ્રકૃતિ આઢચના અર્ઘ્યને
અનન્ત ભવપથથી ભજત ઈષ્ટને અપવા
અખૂટ પથ ખૂંદતા ઉર અગાધ આશાભર્યા

અહો, પુનિત શૈશવી સુરભિ મ્હેક મ્હેકી રહે,
પ્રલંબ જગપંથની સકળ મૂળ વાતો કહે

૨૦—૭ ૩૬

# સંધ્યા ઢળતાં

• વસન્તતિલકા •

સંધ્યા ઢળુંઢળું થતી હમણાં ઢળી ગૈ.
ઝાંખી પ્રભા કનકવર્ણી ય ઓસરી ગૈ.
અંધારશોકતણી ઓઢત ઓઢણીઓ
નિઃશ્વાસ નાખતી ઊભી સઘળી દિશાઓ.

કોલાહલો શમતઃ મૌન ગભીર ઘેરું
ધીરેધીરે વધતઃ જીવનયુદ્ધ કેરું
ભેંકાર દૃશ્ય ઘડી યામિની આવરે છે.
કૌટિલ્યપૂર્ણ જગ સુપ્તિમહીં ઢળે છે.

પૂજા વિરાટતણી કો કરતો પૂજારી
પ્રજ્જ્વાળતો દિપક તારકના રૂપેરી,
અંધારમાં ઝબૂકતા; જ્યમ આ ઢળેલા
વિશ્વે ઝગે જીવનજ્યોત ઉજાળનારા.

સંધ્યા વિલાય. રજની નિજ રાજ્ય સ્થાપે
ચિદ્ અંબરે હૃદયઠારક શાન્તિ વ્યાપે.

## તમા ન જરી યે મને–

પૃથ્વી

તમા ન જરી યે મને મુજ સમૃદ્ધિ લુટાય, ને
બનું ઘરવિહીન, વસ્ત્રહીન, હીન સર્વસ્વથી,
અમી ઉરનું કિન્તુ પ્રાણપ્રદ, દુઃખ સંતાપના
સુતપ્ત રણમધ્ય, પ્રેમળ, કદી સુકાશો નહીં

૧૪–૧૨–૩૯

## પર્વત હૈયા

પૃથ્વી

શિરોન્નત ઊભા મહા ગગન ચુમતા અદ્રિઓ
પ્રમત્ત દગવે શિલાભર, સુતીક્ષ્ણ કાંટાભર્યા
અસંખ્ય કંઈ ઝાખરા, ગરળ વામતા જંતુઓ,
કરાડ, ખીણ, ઘોઘ, ને હિંસકની ગુફા કારમી
ખચી શરીર ઉપરે પણ, રસવિંશા એ સદા
ઝરે અમૃત મિષ્ટ, કે હૃદય ઠારનારા ઝરા

૧૫–૧૪–૩૯

# પ્રદોષે

• પૃથ્વી

વિલાય નભતેજ : કલાન્ત દીસતો રવિ પશ્ચિમે
જતો વિરમવા; પળેક નવરંગી તારો વડે
ગૂંથી અલક સંધિકાની,–શરમાળ મુગ્ધા સમી.
વિનમ્ર બની વેલી, વૃક્ષ, વળી આ લીલૂડી ધરો
દઈ રહી વિદાય. સ્વારી રવિરાજની સાજની
ચઢી, જલદ-પાલખી ડગુમગુ થતી વ્હેં જતી

નિશા અભિનવા, થઈ મુદિત લેતી ઓવારણા,
ભિડાય રવિના જતા જગતતેજના બારણા
ખીલે પળપળે નવા ગગનગોખમા તારલા•
ખચે નિજ કિરીટમા રજની કેટલા હીરલા!
શશાંક નભચોકમા પ્રણયરંગરાગે ખીલે•
વિમુગ્ધ ઉરભાવથી રસદ છેડછાડો કરે :

વિલોલ નિજ નેત્રથી પ્રિય નિમંત્રણો પાઠવે,
સુવાહૃદય દમ્પતી પ્રણયરાગ સ્નોત્રો સ્તવે

૧૬-૧૨-૩૯

## ઉષા કનકથાળમાં–

• પૃથ્વી •

ઉષા કનકથાળમાં સુભગ કંકુ સૌભાગ્યનું
લઈ, નિજ સુભાગ્યનો દીપક નિત્ય પેટાવવા
પ્રભાત કૂજતા જ પૂર્વમહીં પાય નિત્યે ધરે
અછન્ન નભમધ્ય તપ્ત રવિરાજના રાજતા
સુભવ્ય પગલાં પડે, ભર બપોર જ્યારે થતા
અને સુભગ સંધિ સાંધ્યસમયે રજે સ્વર્ણની
રમી, રવિ વિદાય પૃથ્વીતણી રમ્ય લેઇ ગ્હે
ખીલે નમણી બાંકી રેખ નભગોળમાં ચન્દ્રની
અને દિનની ખાભીએ પ્રગટી શુક્રતારાકણી
પળેપળ નવુંનવું વમન રાત્રિરાણી ધરે
મુખેથી સ્મિતપુષ્પ શા ધવલ તારલાઓ ખરે
દિનેદિન નવાનવા પ્રકૃતિ રૂપ–રંગો ધરે
અહો દિવસરાત શી નિયતિ ચક્રમાળા ફરે !
અસંખ્ય ઉરથી શીળા પ્રકૃતિગીતસોતો ઝરે

૨૪ ૧૨–૩૯

## પ્રણય-સૂર

શિખરિણી

શમે શીળી સંધ્યા પ્રકૃતિ નીસરે રમ્ય ભ્રમવા,
છવાયે શાન્તિનું મધુર મધુ સામ્રાજ્ય જગમાં
ઉરાકાશે ત્યારે તુજ પ્રણયના સૂર ઝણુંણે
મૂગા અંતસ્તારો રણઝણી ઊઠે, અંતર ભરે

૩૧–૧૨–૩૯

## સહસ્રલિંગ જોઇને

• પૃથ્વી •

અહીં સર સહસ્રલિંગ નિજ ભવ્યતા ધારતું
કલાયુગ વીતેલની સુરભિ મિષ્ટ ફોરી રહ્યું.

ત્રિવિક્રમ, પ્રતાપી, શૌર્યનિધિ, તામ્રચૂડામણિ,
અભંગ ગુજરાતના મહદ સ્વપ્નદ્રષ્ટાતણા
ફરેલ અહીં પાય હોંશભર ભવ્ય ભટ્ટાર્કના;
નિહાળી નિજ ઝંખના સ્વરૂપ મૂર્ત ધારી રહી.

'વિરાટ જગસાથ બાથ ભરનાર એ પૂર્વજો.
પ્રતાપી નરપુંગવો ક્ષિતિજ ખૂંદનારામહીં.
અમે તનુજ સર્વ એ પરમવિક્રમાર્કોતણા
ઝગંત અહ! તેજપુંજ અમ પૂર્વજોનો મહા!'
થતું ઉરમહીં, નિહાળી લઘુવંશ વિક્રાતના.
જ્વલંત ઝબૂકંત ભૂતતણી ભવ્ય તેજસ્વિતા!

અમે વિગત તેજઅંશ નિજ તેજ ઉજ્જ્વાળશું.
વિલીન ગત તેજની ભભક ભવ્ય પ્રજ્જ્વાળશું

# સૌંદર્ય-સ્નાન

• માલિની •

સ્રવતી અમૃતધારા ચંદ્રની તેજઝારી,
પ્રકૃતિ સકળ પીતી મોદથી તેજવારિ.

સજતી સજન કાજે રાત્રિ યે રમ્ય સ્વાંગો,
થનકથનક નાચે લોલ અંગો ઉપાંગો.

ઝરમરઝર વર્ષે રાત્રિ સૌંદર્યસોતો,
વિરલ દ્યુતિ જલે હું આજ અંગાંગ ન્હાતો.

૧૬ ૨.૪૦

## જગે ક્યારે—?

• શિખરિણી •

હજારો વર્ષોથી સતત સળગે યુદ્ધભડકા.
મનુષ્યોના હૈયે અતિશય ભર્યા આગકટકા.
ધખેલા અંગારા જરી ય હજુ તો શાંત ન થતા,
તહીં રાતા રંગે સળગી ઊઠતા નિત્ય બમણા.

છવાએલા વિશ્વે ગરળ વમતાં માનવજૂથો,
દમંતાં, ત્રાડતાં, દશન કચડતાં હરપળે;
ઉન્હા અંગારા શાં નયનદ્વયથી વહ્નિ વરસે,
મહાયુદ્ધજ્વાળા જટિલ જગને ચાટતી ફરે.

થીજાએલા ક્રૌર્યે દલિતજનનાં શોણિત ચૂમે
વરૂ ભૂખ્યા જેવાં : રુધિર નીગળંતાં મુખ દિસે.
લુટાવે ફગોળે રતન સરખાં યૌવનધનો.
છુપાએલા એ તો મનુજ બુરખે રાક્ષસગણો

જગે ક્યારે શીળાં ઝરણ ફૂટશે, આગ શમશે?
મહાનંદે પૃથ્વી પ્રિય પ્રણયગાત્રો સ્વનવશે?

## અમૃત દર્શનો

• ખડપૃથ્વી •

પ્રભાત ફૂટતાં—
સલજ્જ પ્રગટે ઉષા અરુણરંગી પાનેતરે
વીંટિલ તનવેલ, હેલ જગતેજકેરી ધરી
શિરે, હસતી નીસરે: જગત તેજવર્ષા ઝીલે.
બપોર ખીલતાં—
પ્રસન્ન રવિરાજ સ્વચ્છ નભકેરી ગાદી પરે
ધરે ચરણ; ફુલ્લ યૌવનપ્રભા પ્રજાળી રહે.
પ્રદોષ ઢળતાં—
વિદાય થતી સન્ધિકા, મજીઠરંગી સાફા રૂડા
પ્રતીચીમહીં ફેલતા; ઘુઘરિયાળ કૈં વેલના ?—
સુરમ્ય રણકાર કર્ણ પડતા; રત્નચ્છાદિતા
દિશા ઝળહળી ઊઠે; સ્મરણ ગુચ્છી શાં ફૂટતાં.
નિશા વિલસતા—
પ્રસન્ન પગલા ધરે રજની યૌવનોલ્લાસમ
વિલાસગૃહમાં: શરન્નભ બિછાત નીલી ધરે.
ઢળેલ દિનપાંપણે જીવનસ્વપ્ન શાં ફૂટતાં
અનેક ઉડુફૂલડા, નભપથારીમાં ફોરતાં
શશાંકઉર કોમળું ધવલ તેજગંગા દ્રવે.
અને પ્રણયઆર્દ્ર હૈયું મુજ ઊર્મિઓતો સવે.
સમુદ્ર ગરજે અહીં વિકૃતિ ઘોર ઉન્મત્તનાં;
ત્યહીંથી પ્રસરી રહ્યા પ્રસહ ફટ હાલાહલો

તદા પ્રકૃતિ રમ્યનાં અમૃત દર્શનો અર્પતી
અમૂલ્ય· ક્ષણને ઉરે સુચિર હું નિષેવી રહું:
અનનુભૂત શાન્તિ લહું.

૧૪-૩-૪૦

## ક્યહીં ભટકતો

• ખંડ શિખરિણી •

કરી તાણાવાણા તમસદ્યુતિનાં, કૈં ભરી લઇ
હીરા નીલાધોળા ઝગમગ થતા, સ્વચ્છ ઊજળા
અને સ્વર્ગંગાને રજત-કસબે રમ્ય વચમાં
ગૂંથી, આછો સાળુ અજબ કંઈ નક્ષત્રથી ખચ્યો
ધરી લેને અંગે
નિશા આ ઉમંગે નિજ શયનખંડે પગ ધરે.
અરવ પગલે શી અભિસરે!
મીઠેરી શાન્તિનુ જગત પર સામ્રાજ્ય વિલસે
વળી આછોઆછો પવન પણ ઉલ્લાસથી લસે.
અજાણ્યાં ફૂલોની સુરભિ મદમાતી વહી રહે.
નિશાના હૈયામાં પ્રણયનિધિ હિલ્લોળ ઊછળે.

અહીં ઘેલુઘેલુ હૃદય ધડકે છે રજનીનુ;
અને આઘેઆઘે ક્યહીં ભટકતો રાત્રિપતિ! તું?

## હતો હું એકાકી

ખંડ શિખરિણી

હતો હુ એકાકી, પથ વગરનો ક્યા ય ભમતો,
વિજન વનમાહે રવડતો
ત્રણુ અગણુથી શોણિત ઝરે
જગત પરિતાપે તન જળે
તહીં તેં આવીને સ્મિતઝરમુખે હસ્ત ગ્રહિયો.

બને મારા હૈયે તુજ પ્રણયના રમ્ય પડઘા
ઉર ધબકમા મેં અનુભવ્યા·
જીવનધનકોષો ભરી લીધા

૨૦-૭-૪૦

## અનમના ગાલના તલ પર—

શિખરિણી

કહો કો પ્રેમીનુ દિલ, વિરહથી દગ્ધ થઈને,
તમારા ગાલે શું તલ સમું બનીને જ વિરમ્યુ ?

## ચહું

કરે એ ચુટાઇ ઉપવનથકી હા ! પ્રિયતમે !
ગુથાવા વેણીમા ચઢી રહું સદા હુ પ્રિય બની

# એક કહાણી

-પૃથ્વી-

'તુફાન પળવારમાં શમી જશે.' સુકાની વદ્યો.
'થએલ નભ ધૂંધળું અધિક સ્વચ્છ થૈ રાજશે.
જરાક,-પળવાર ધૈર્ય ધરી શાન્ત બેસી રહો !'
ન કિન્તુ પળમાત્ર યે હૃદય ધૈર્ય ધારી શક્યુ;
ભિભીષણુ અતાગ સાગરતણા મહા પૂરમાં
વ્યથા વિકલ, વેદનાપીડિત હૈયુ તૂટી ગયું
અસહ્ય જગભાર દૂર કરી શૂન્યતામાં ભળ્યુ.

૫-૬-૪૦

## બંધ દ્વાર

મિશ્ર

ઊઘડુઊઘડુ થાતા દ્વાર એ બંધ થૈ ગયા
પાંગરુપાંગરુ થાતા પુષ્પો યે લુપ્ત થૈ ગયા
મારે હવે એ નહિ પામવાનું!
કદી નહીં એ સુખ લાધવાનું!
વસંતની નંદન ફૂલમાલા
ઉરે ધરીને નહિ રાચવાનું!
આનંદનો નંદ કદી ન પામવો
અશ્રુતણી મ્હેફિલ નિત્ય માણવી!
કારુણ્યની ક્રંદન ગીતધારે
હવે રહી જિન્દગી આ વહાવવી

રે કિન્તુ આ ઉર હજી કયમ માનતું ના!
રે વ્યર્થ એ મૃગજળે ધસતું હજી કાં?
એને હજી ય રસપાનની ઘેલછાઓ!
ન્હાળી શકે ન રસજામ ફૂટી ગએલો!

૧૦–૬–૪૦

# તને મેં ચાહી ના

• શિખરિણી •

તને મેં ચાહી ના : પણ ઉરતણા એકલ ખૂણે
કદા આવી બેસી ઘર કરી લીધું, જાણું ન હું એ!
તને મેં ચાહી ના : પણ તુજ વિના શૂન્યવત શે
બધું હાવાં ભાસે? કચહીંથી મન એવું થઈ ગયું?
તને મેં ચાહી ના : પણ નયન શાને અહીંતહીં
ભમે તારે કાજે, તુજ દરશ અર્થે મથી રહે?

'તને મેં ચાહી'તી?' અવશ ઉરમાં પ્રશ્ન ઊઠતો.
'તને મેં ચાહી'તી' ઉર કણુકણો સૌ વદી ઊઠે.

૫-૬-૪૦

## હતું હૈયામાં કે—

• ખંડ શિખરિણી •

હતું હૈયામાં કે તુજ પ્રણયના વર્ષણથકી
થએલી લીલુડી ઉરઘનઘટા આશ્રય થશે.
અરે કિન્તુ શાને
અકાલે આ સ્થાને શિશિર બન્ને આવી ધસમસી?

ઊગેલું તાજું, ને
હતું જે, તેને યે
દહી નાખી તેણે જીવનવનને ઉજ્જડ કર્યું!
હવે શાને બાકી
મૂકી તું તે જાતી હૃદયતણી આ દગ્ધ ધરતી?
વધુ થઈ પડી જેહ વસમી?

૧-૬-૪૦

## હતું આ હૈયું તો

શિખરિણી •

હતું આ હૈયું તો પ્રખર મરુગ શું ધખધખ્યું
ધખેલી રેતીના રણ વગર બીજું નવ કશું.
તહીં તેં આવીને પ્રણય અમૃતસ્રોત ઢળવ્યા.
ધખેલી સૃષ્ટિમાં લલિત હરિયાળાં કરી દીધાં.
અહો! હાવાં એની મધુરપ કશી તાજગી ભરે!
પ્રિયે, કોપેકોપે તુજ પ્રણયને અંકિત કરે!

૧-૬-૪૦

# તને નિત્યે ન્હાળું

• શિખરિણી •

તને નિત્યે ન્હાળું નયનની કટોરી ભરીભરી.
સખા, તો'યે ન્હાળું તૃષિત મુખનેત્રે ફરીફરી.
તને નિત્યે ન્હાળું અધિકતર ઊર્મિથી ઊછળી.
તને નિત્યે ન્હાળું : અધિકતર શોભા ઊભરતી!

તને ન્હાળું, ને ત્યાં નવલરમ છોળો છલકતી;
તને ન્હાળું ત્યાં તો નવલરસ-ઊર્મિ ઊછળતી.
તને ન્હાળું, ને હું અનનુભૂત ભાવો અનુભવું;
તને ન્હાળું, ને હું પ્રણયજલ ધોધે ધસી પડું.

ઉષાની શોભામાં લલિત તુજ શોભા હું નીરખું.
સુરેખા સન્ધ્યામાં તુજ પ્રણયરેખા હુ પરખું.
કરો મારા ગૂંથી તુજ અલકમાં ન્હાળું તુજને.
પીઉં મીઠીમીઠી અખૂટઝર તારી સ્મિતસુધા.

નિહાળું તારામાં પ્રકૃતિ શિવસૌન્દર્યની છટા:
સખા, હું ન્હાળું ત્યાં મુજ જીવનની આશ્રયઘટા!

૧૬-૯-૪૦

## આકાશનું યૌવન આથમી ગયું

મિશ્ર

આકાશનુ યૌવન આથમી ગયુ
સન્ધ્યાતણી કુમ્‌કુમવર્ણી રેખા
આછી પ્રસારી, નભ આજતુ ગયું
સૌન્દર્યપ્યાસી કંઇ કૈં ઉરોને
સૌન્દર્યની અજલિ અર્પતું ગયું
ત્યા પ્રાચીમાં તો
સૃષ્ટિતણા યૌવનના પ્રતીક શો
પ્રફુલ્લતો પૂનમચન્દ્ર આજે.

કિન્તુ, ગયુ યૌવન મારું આથમી
ખીલ્યુ ન ખીલ્યુ ત્યહીં લુપ્ત થૈ ગયુ.
ને, ખીલવાની કંઇ કૈં મનીષા
અમાસના ઘોર તમિસ્રમા ભળી

અમાસના ઘોર તમિસ્ર ભેદતો
ક્યારે હવે જીવનચન્દ્ર ખીલશે ?
રે, શુ હવે પૂનમ પૂર્ણ રેલશે ?

૨૬-૭-૪૦

# તારી સાથે

• મન્દાક્રાન્તા •

તારી સાથે કર કરમહીં ગૂંથીને ઘૂમતો'તો.
તારી સાથે નવલ મધુરાં ગાન આલાપતો'તો.
સ્કન્ધેસ્કન્ધો સજડ ભરવી મત્ત ઉન્મત્ત હૈયે
તારું મીઠું ઉર ધબકતું ગીત હું સૂણતો'તો.

તારી સાથે નયન નયનોમાં ગૂથી ગોષ્ઠ કીધા,
મીઠા મૌને પ્રણયરસ પીયૂષ પ્રત્યુષ પીધાં.
તારી સાથે નિત નવલ મેં સૃષ્ટિસૌન્દર્ય ન્યહાળ્યાં,
ને સૃષ્ટિનાં તુજ નયનમાં સર્વ સૌન્દર્ય ભાળ્યાં.

તારી સાથે મુજ જીવનના સ્રોતસોતે ઘૂમંતાં
ટાઢાં-ઊન્હાં ઝરણમહીં ત્યાં સાથમાં સ્નાન કીધાં.
તારી પાસે કરુણ-રસનાં ગીતડાં કૈંક ગાયાં.
તારી પાસે મુજ જીવનના દુઃખ સર્વે ભુલાયા.

મીઠીમીઠી ક્ષણ વહી ગઈ કેટલી ! કૈંક વ્હેશે
હૈયુ તારા પ્રણય-રસના વર્ષણે મત્ત રૂહેશે.

૨૭-૭-૪૦

## સખા, શાને?

• શિખરિણી •

સખા, શાને તારી ધબક મુજ હૈયે ય ધબકે?
સખા, શાને મારાં નયન તુજ માહે જ વિરમે?
સખા, શાને મારું હૃદય બસ તું પે જ ઢળતું?
નિરાંતે હાવાં એ પરમ કૃતકૃત્યે ધબકતું!

૨૧-૬-૪૦

## ઋચા તારી ગાતો—

• શિખરિણી •

ભલે ઊંચેઊંચે ગગનભરમાં કાળ ભરતો
ઊડું, તોયે મારી પ્રિયતમ ધરાને નવ ભૂલું.
જહીં મેં આ મારા ડગુમગુ પગે આશ્રય લીધો,
પીધાં જેનાં મીઠાં ઉર-અમૃતનાં ધાવણ અને
મળ્યું આ ઊંચેરા મુજ ઉડ્ડયન અર્થે બળ મને.

ધરા! તારી મીઠી સુખદ સ્મૃતિઓ કેમ જ ભૂલું?
ધરી હૈયે એને અધિકતર આજે ઊડી રહું
ઋચા તારી ગાતો ગગનપટ કલ્લોલિત કરું,
અને એ કલ્લોલે મુજ જીવનને સાર્થક કરું.

૨૧-૬-૪૦

# નિશ્ચય

· પૃથ્વી ·

ભયંકર કુરૂપતા ઊછળીઊછળીને ડસે;
ફણીધર અસંખ્ય કૃષ્ણ મનુરૂપધારી ધસે!
અખૂટઝર ઝેરથી લબલબાવી જિહ્વા હસે.
સમસ્ત જગને સહુ પ્રસહ કૂટ ઝેરે ભરે.

અઘોર પ્રલયાગ્નિની નભથી હેલિઓ વર્ષતી.
સમુદ્રમહીં યે અહો, પ્રખર અગ્નિઝાળો થતી.
અમત્યમદમત્ત ઘોષથકી નોબતો બાજતી.
સમસ્ત જગ ત્રસ્તની પ્રલયઝંજરી વાગતી.

અનર્ગળ ઉછાળતી ગરળ ઝેરી ફૂત્કારથી,
અકારણ જ મૃત્યુઓ દમદમેથી ઉચ્છ્વાસતી,
બિભીષણ પ્રચંડ તાંડવ અકાંડ હૂંકારતી,
હશે મનુજ સૃષ્ટિ કે સકળ સૃષ્ટિ આ પાશવી?

છતાં ય અવિરામ ઝૂઝીશ અખૂટ આશા ભરી,
અભેદ્ય ઋતબખ્તરો સકળ અંગઅંગે ધરી

## તાહરા ગીત ગાવા

મન્દાક્રાન્તા

તારી બાકી અલકલટમાં ગુંથીને આંગળીઓ
મૂગોમૂગો તુજ નયનસૌન્દર્યને પી રહ્યો'તો
ભીડી લૈને બથમહીં તને વેગથી ન્હૈ રહેલો
તારા મીઠા પ્રણયમધુના ઘોધવા ઝીલતો'તો

ન્હાળું તારા નયનમહીં હું મૂર્તિ નાનેરી મારી
ને, ઢાળે ત્યાં પવન મધુરો રેશમી પક્ષ્મ તારી
બીડી દેતા અલિ સમ મને કોમળાં નેત્રપદ્મો
હું તો ત્યાં યે તુજ પ્રણયના ગીત કૈં ગૂંજી રહેતો

તું સાન્નિધ્યે છીછળી છલતા ઊર્મિના જે ઉછાળા,
તું સાન્નિધ્યે અખૂટ ફૂટતા સ્નેહના જે ફુવારા,
ઝીલું વ્હાલી રજરજ કરી સર્વ સ્નેહધારા,
નેત્રોન્મેષે અબૂઝ તરસે કોપકોપે અધીરા

મારે હૈયે ચરમ વસતી વાછના એક હાવા
ખુલ્લા કંઠે અખૂટ રસથી તાહરા ગીત ગાવા

# તને હું ચાહું છું

• શિખરિણી •

તને હું ચાહું છું હૃદય તુજપે પૂર્ણ જ ઢળ્યુ.
અને તેમાં પાછું તુજ હૃદયનું પીયૂષ મળ્યુ.
'તને હું ચાહું છું' કંઇ જ વધુ એથી નવ કહું.
તને હું ચાહું છુંઃ કંઇ જ વધુ એથી નવ ચહું.

૧૩-૧૦-૪૦

## ઝૂકી પૂછંત આશા

સ્રગ્ધરા

આજે ઉન્નિદ્ર નેત્રે જગત નીરખતું કાલની ઘોર ઝંઝા
આજે ઉન્નિદ્ર નેત્રે જગત નીરખતું સંસ્કૃતિકેરી સંધ્યા!
ન્હાળે ઉન્નિદ્ર નેત્રે હૃદય ધડકતે નાશના નર્તકોની
જંગી ધીંગી જમાતો, મરણડણકથી તાડવી ઠેક લેતી

ઝેરીલી ઘેલછાઓ નિતનિત નવલી સિદ્ધિઓ ડામી દેતી,
ગર્વીલા હિંસ્રનાદો, પલપલ બઢતી પાશવી વિશ્વજીષ્ણા,
ગાજે ભેંકાર ચારે, ભરવી જગતને નાગચૂડે બરાડે,
લોહીના ધોધવામાં અગણ મનુજના કોચલાઓ ડુબાડે!

પૂગીને માનવીએ અયુતઅયુત કૈં વર્ષથી ખાતરોમાં
પોતાના હાડચામો, રુધિરઝરણ ને સ્વેદના ધોધવાઓ,
સિંચી સૌ સૃષ્ટિખોળે સુભગ ખિલવી કૈં સંસ્કૃતિ વલ્લરીઓ
આજે થૈ ભોંયભેગી અહ! તરફડંતી કાળમાં ક્રન્દનોથી!

રે! રે! આ આત્મહત્યા, મનુજમનુજની ઘોર ઝેરી જિઘાંસા!
ક્યારે, ક્યારે વિરામે? અયુત નયનથી ઝૂકી પૂછંત આશા!

૧૩૧૦ ૪૦

## મૂંગી વેદના

કોને રે કહું ને કોણ સાંભળે
    મારા દુઃખિયાની વાત?
મૂગી રે મૂગી મારી વેદના,
    ઉરમાં શમવું દિનરાત!
        —કોને રે.
છાનાં રે છાનાં આંસુ આંખથી
    ડળકી પડતાં કો'વાર,
હૈયાકેરી મારી વેદના
    શમવી જાતા લગાર.
        —કોને રે

## તારું સ્મિત

સ્રગ્ધરા

તારા બે ઓષ્ઠ મીઠું જરીક મલકીને શાન્ત પાછા સુહાવે.
હૈયે તો એટલામા જલધર ધનુઓ કેટલા યે રચાવે.

## સજલ નયને

• હરિગીત •

સજલ નયને મ્હારું દૂરેદૂરે જતી ગાડીને.
મુજ પ્રિતમને આઘેઆઘે કયહીં લઈ જાય એ!
મુજ હૃદયને સાથે શાને ત્યહીં વહી જાય એ!
મુજ સકળને લૂટી, શાને મને મૂકી જાય રે!

તુજ હૃદયની છોળેછોળે સદા છલતો હતો,
તુજ પ્રણયનાં પીયૂષોમાં ડૂબેલ સદા હતો,
જગતભરની ત્યારે ન્હોતી મને જરી યે પડી,
તુજ પ્રણયનાં પીયૂષોની જહીં વરસી ઝડી.

પણ દિવસ એ સર્વે વ્હાલા! ગયા પળમાં વહી!
પ્રણયનિધિની છોળેછોળો જહીં ચડતી ગઈ,
ખબર મુજને ન્હોતી કે આ કરાલ વિયોગની
વિકટ ક્ષણ ત્યાં ધીરેધીરે બઢે ઉર ચીરતી!

નીરખું ક્ષિતિજે દૂરેદૂરે વહી જતી ગાડીને.
અધીર નયનો રોકે પૂઠે બધું ય ફગાવીને.

# સૂનું સ્થળ

• વસંતતિલકા •

આ એ જ એ જ સ્થળ કે જ્યહીં તારી સાથે
બેસી અખૂટ રસથી કંઈ વાત કીધી;
ન્હાળી વળી પ્રકૃતિની રમણીય શોભા
લ્હારી સહે જહીંથી; એ બધું યાદ આવે.

મૂગામૂગા કદીક તાહરી નેત્રલીલા
ન્હાળો વિલોલ વિલસત, પરોવી મારાં
નેત્રો ત્યહીં, વરસતી મધુસ્નેહ ધારા
પીધી અખૂટ રસથી તુજ બાથમાં જ્યાં.

હાવાં અહીં જ મુજ એકલ આર્દ્ર નેત્રે
ન્હાળી રહું પ્રિયતમે, તુજ સ્થાન ખાલી.
કૈં ભૂતનાં સ્મરણ હ્યાં સળગી ઊઠે, ને
હૈયું અશાન્ત મુજ મૂક રડી રહે આ

તારા વિહોણું સ્થળ હું નીરખું; ઉરે આ
મોજાં પ્રચંડ ઊઠતાં તુજ ઝંખનાનાં!

## અમે એ ગંગાને

ઢબરિણી

તમે સૌન્દર્યોની સુમધુર રચો રમ્ય કવિતા,
ઉષાસન્ધ્યાકેરાં નિત નવીન રૂપો નીરખતા
રસીલી ઋતોના વિવિધ અભિમાને મદભર્યાં,
અષાઢી મેઘોની જલધર કમાનોથી છૂટતા,
સુરંગી સૌન્દર્યે અમર, કર કૈં તાજપભર્યાં
ઉરોર્મિનાં કૂણાં કમલ વળી શીળાં વિકસતાં
સુહાતી એ સૌની મધુર ગરવી રમ્ય સરિતા
વહાવો કાવ્યોની, જગતમહીં કલ્લોલ કરતા

અમે તો એ શીળી સુખદ સરિતાના ઝરણને
પ્રયત્ને પામીને ભગીરથ, સદાએ લઈ જશું,
ઊંડાં ઊંડાણે, જ્યાં જીવન સડતાં કિચ્ચડમહીં,
અદીઠા જ્યાં મીઠા રવિઉદય ને સાન્ધ્ય-સમયો!

અમે એ ગંગાનાં પુનિત ઝરણાંઓ વહવશું,
સૂતેલી સૃષ્ટિમાં જીવનરસછોળો છલવશું

૧૫૧૧ ૪૦

## પ્રકૃતિ દર્શને

• મંદાક્રાંતા •

તાજાં લીલાં વસન ધરીને લીમડા ઉલ્લસે છે,
વાયુઝોલે હળુહળુ થતા પીંપળાઓ હસે છે.
આછીઆછી કુંપળ કુમળી નવ્ય રંગે લસે છે,
સૃષ્ટિકેરા કણુકણુ સૂતા પ્રાણુ જાગી શ્વસે છે.

વર્ષાકેરા 'અમૃતજલમાં ધોઇ અંગો ધરિત્રી,
ઓઢી નીલું વિયત, ધવલા તારલાઓ મઢેલું,
વ્હેતી શીળી શરદઋતુની ચાંદની મુક્ત માણે.
ને હેમન્તે નિજ વસન જૂનાં ઉતારી ફગાવે.

રિસાએલી નિજ પ્રિયતમા માનિની કાજ જેમ
લાવે પ્રેમી ઉરપ્રણયના રંગરંગેલ વાઘા,
ને, કોડીલી વધૂ અભિસરે નવ્ય શૃંગારસજ્જ,
તેવી આજે પ્રકૃતિ વિલસે પૂર્ણ ઉલ્લાસમત્ત.

ન્હાળી નિત્યે અધિક નવલા સૃષ્ટિના રાગરંગ,
એકાકી આ ઉરમહીં કશા જાગતા ભાવભંગ !

# વેદના

• પુષ્પા •

મને ન ગમતી જરી ય મુજ જીવન આ ધાગીને–
ભયંકર ઝોડઝોડા કળણમાં નગતાળ આ
ખૂચેલ—અપવિત્ર આતમ લઈને હું કેવી રીતે
સખા, તુજ કને—પવિત્રતમ તાહરા સ્થાનમાં—
સુરમ્ય શિવ–સત્ય–સુન્દરતણાં ઊંચાં મન્દિરે
ધરી પદ શકું જરી ય! દમતી મને વેદના.
કદી ય નહીં, કે કદી ય નહીં તારી સાથે હવે
સમસ્ત જગ મ્હેલવાની મુજ આશ પૂરી થશે!

અરે, પણ તું બાપલા! જરીક હાથ દેને મને,
અધ પતન–ખીણમાંથી તુજ સાથ લેને મને
ન લેશ પણ આશ એની તુજને કદી આવશે.
સખા, અભય હૈયું આ તુજ બની સદા રહેશે.

પછી કર કરે ગ્રહી જીવનમાર્ગમાં ઘૂમશું,
સુરમ્ય શિવ–સત્ય–સુન્દર સદાય આલાપશું

# પગથીની કથની

• અનુષ્ટુપ •

મોટરો, ગાડીઓ, ઘોડા, ટ્રામ ને કૈંક સાઈકલો,
ફાલતુ માનવીને કો' વ્હેણુ વચ્ચે વહી જતી,
કાલિન્દી સરખી કાળી લાંબી વાંકીચૂંકી વળી,
ડામરની સડકના કાંઠાને રોકી રાખતી,
પગથી હું, હજારોની રજ માથે ચડાવતી,
જગત્પત્ની સમી આહીં મૂંગીમૂંગી નિહાળું આ
જગની જીર્ણ સૃષ્ટિનાં નિત્યનૂતન દર્શનો :

હજી તો આભની સડકો રવિ કાજે ન સ્વચ્છ થે
રે, ત્યાં કૈંકના પગલે હું કૃતાર્થ થઈ જતી.

મોડું થૈ જાય એ બીકે મિલમઝદૂર દોડતા.
છાપાંના ફેરિયાઓના અવાજે કાન ફૂટતા.
લ્હેરીલાલા વળી ક્યાંય લટારો મારવા જતા,
ફિલ્મનાં ગાયનો તાજાતાજા કૈં લલકારતા,
લ્હેરથી પાય મૂકીને અંગ મારુ ચૂમી જતા.

ફાલતુ તારલા જેવા સૂતેલાને વળાવીને
આભની સડકો ત્યાં તો ઝળાંઝળાં થઈ જતી,
રવિરાજાતણી સ્વારી કાજે શી રમ્ય શોભતી.

ધરીને પ્રભુને જીભે વેપારી ત્યા પધારતા.
મૂંડવો કેમ કોઈને રીત તેની વિચારતા.

પોતાના બાપનું જાણે હોય એમ જ આવીને
છત્રી કે પેનના મોટા ડૉક્ટરો આવી બેસતા.

મોસંબી વેચવાવાળો—કે કૈં એવા જ ફાલતુ
આવીઆવી જમાવે ઘાં અડ્ડાઓ કૈં અવાનવા.

પોતાનો બૂંગિયો પોતે પોકારીને ગજાવતા
બજાશગણુ આખું ને પોતે સાથે ય ગાજતા

આંધળાં, અંગહીણાં કે લૂલાં લાચાર આવીને
ભિખારાં ધર્મના નામે પ પૈસા કાજ બેસતા.

અજાણ્યાં પંથીઓની ત્યાં કતારો કૈંક જામતી.
અને એમ ઘરાકોની ભીડ મારે થતી જતી.

સાંજે આભની સડકો જ્યારે ધૂસર થૈ જતી,
માથે મારે ઘણી યે ત્યાં ધૂળ થપ્પી થઈ જતી.

ચૂસેલી શેરડીકેરા કૂચા જેવા મજૂરની
કતારો ઘેર દોડે ત્યાં થાકેલી ને ઉતાવળી.

આવીઆવી હજારોની મેદની નિત્ય આવતી,
સર્વેનાં પગલાં ચૂમી કૃતાર્થ થઈ ઊભતી.

વેશ્યાકેરા ઘરાકોથી મારે ઓછા ઘરાક છે.
મૂગામૂંગા બધાની યે તો ય સેવા બજવી છે.

ને રાતે મૂક હૈયે હું ચાંદની શીત ઝીલતી,
હોટલનાં બાલુડાંકેરા પાગ્ણાંઓ ઝુલાવતી.

ભિખારી કૈંકને મારે ખોળે વિશ્રાન્તિ અર્પતી,
આંધળાં અંગહીણાંને અંકે મારે સુવાડતી.

આભની સડકોમાં યે તારલાઓ અવાનવા
આવીને વિહરી રહેતા તેમ મારે ય ખોળલે
નિત્યના બાલુડાં મારાં સેજ મારી સુહાવતા.

એમને ઘરમાં કોઈ માતા કે બાપ ના મળે,
દિવસે આંહીં બેસીને ભીખ માગી પૂરું કરે.

શૈશવે માહરે ખોળે કૂદતાનાચતા રમે,
યૌવને ભીખ માગીને, મ્હેનતે વા પૂરું કરે.

વૃદ્ધત્વે ભક્તિના ધામો આંહીં સર્વે જમાવતા,
જિન્દગી એમ એ મારે ખોળે આખી વિતાવતા.

સાથી મારા સદાના એ જિન્દગીઓ વહાવતા,
વિશ્વની પગથી થૈને જિન્દગીઓ ગુમાવતા.

પગથી હું, અને એ ય વિશ્વની પગથી સમા,
અર્થના રથની નીચે રગદોળાય માર્ગમાં.

ધસારો અદકો લાગે તો'ય એને સહી લઈ,
વિશ્વની વણઝારોનો ભાર પીઠે વહી જતાં.

અમારે નિત્યના આંહીં સૂતાંસૂતા નિહાળવાં
સૃષ્ટિનાં રથનાં પૈડાં છાતીએથી ફરી જતાં.

૨૩ ૧૧.૪૦

# કોના કાજે ?

કોના કાજે આભના આજે ચંદરવા આ ઢાળ્યા ?
તારલિયાના તોરણિયે એ ચંદરવા શોભાવ્યા ?

કોના કાજે વીજઝગાકે મેઘલી રાતો ગાળી ?
કોના કાજે ફૂલોકેરી આજ બિછાતો ઢાળી ?

કોના કાજે હૈયું આજે હેલે ઝાકમઝોળ ?
આનન્દઘેલા સાગરના એ લેતું શા હિલ્લોળ !

કોના કાજે ગોરી ! સજે પાનેતર ને ચોળી ?
અંગેઅંગે આજ ઉમંગે ખેલો રંગની હોળી ?

કોના કાજે ગોરી ! ઝૂલે હૈયાનો હિંચોળો ?
નેહ ભરેલી હીરની દોરે આંખડી લે હિલ્લોળો ?

કોના કાજે હૈયાકેરી આજ મ્હોલાત ઉઘાડી ?
નેહભરેલી પાંપણકેરી હીર-બિછાત બિછાવી ?

આજ પધારે પ્રી'તમ એનો આજે માઝમરાત !
ખેલવા મ્હેંકે ફાગ પધારે હૈયાનો મહારાજ !

# તારી પાસે

• ખંડ શિખરિણી •

સદા તારી પાસે
અનેરા ઉલ્લાસે–
ભર્યું હૈયુ હાસે, મુજ સકલ સૃષ્ટિ નવ રસે
હસે, કોષેકોષે નવલ કવિતાનન્દ વિલસે,
આણુઅણુમહીં નર્તન લસે,
પ્રણય–અમૃતો મત્ત વરસે.
મીઠી તારી વાતો–
મહીં વીતે રાતો,
અને ગાતોગાતો તુજ કવન હુ તો નીંદરતો,
તહીં ચક્ષુષ્પટે તુજ પ્રણયસ્વપ્નો નીરખતો.
તુજ અન્જણ જાદુ પરખતો,
મુજ પરમ ભાગ્યે હરખતો
મને તેં અર્પ્યું છે તુજ ઉરમયૂરાસન, હવે
સુરેન્દ્રોનાં ઈન્દ્રાસનની પરવા ના રહીં મને.

૯-૧૨ ૪૦

## મિત્રને

• અનુષ્ટુપ •

કોડિયે ઉરનાં નાનાં સ્નેહસર્પિ પૂરી દઈ,
આત્માની આડ બાંધીને દિવાલો દેહની રચી.

ઝંઝાની કારમી ઝીંકે બુઝાતા આત્મદીપની
અંધારી વાટને તેં આ ઉજ્જ્વલા અધિકી કીધી.

જ્યહીં સૌ ઝૂંડઝાડીમાં મોહની મદિરામહીં,
ત્યારે તો રાચતો'તો હું નશાથી મત્ત ડોલતો.

તેં તારે પંથથી આવી ભાઈ, આ પાય તારવ્યા,
સાથમાં બાથમાં લેઈ સત્યના પંથ પાઠવ્યા.

આજે એ નાનકી કેડી વિશાળો રાજમાર્ગ છે,
સ્નેહર્સીંચેલ વૃક્ષોની લળુંબેલી કતાર છે

દૂરના વાયરાકેરી લ્હેરિયો રમ્ય વાય છે,
શ્રદ્ધાના સોનના મીઠા ઝંકારો સંભળાય છે.

ને, આજે આપણા પથે ખુલ્લા છે સર્વ બારણાં,
છટાયે પૂર્વમાં જોને ઉષાના કંકુ-છાંટણાં.

ઉષાના કંકુપીંઝોલા પાયને ચાલ પૂજીએ,
ચ્યાઓ સત્યની મીઠી સાથમાં ચાલ ઝૂજીએ.

મૈત્રીની ભવ્ય મ્હેલાતે આપણે નિત્ય મ્હાલીએ,
પ્રેમની પૂર્ણ પ્યાલીઓ આકંઠ ગટગટાવીએ

ને, ત્યારે અંગઅંગેથી સત્યનાં કાવ્ય સ્ફુરશે,
હૈયાને પારણે ફૂળી કવિતા મત્ત ઝૂલશે.

૮-૨-૪૧

## કરી કમાણી ધૂળમાં મળી ગઈ

• મુશાયરાપૂર્તિ •

વાગીશ્વરીના કિરીટે સુશોભતી
તેં તો દીધી છે મધુ 'કાવ્યમંગલા.'
અમૂલ્ય રત્ને ભરપૂર એવી
અમૂલ્ય તેં તો 'વસુધા' દીધી છે.

અંતસ્તલે ગૂઢ વહી રહેલા
ઊર્મિતણા સ્રોત અખૂટ સિંચી,
સૂકીસૂકી ગુર્જર વાડીઓને
હરિત્ દ્રુમે ઉલ્લસતી કીધી છે.

ને 'માનવી માનવ થાય તો ઘણું'
એ ઘોષણા આ જગમાં કીધી છે.
નિર્જીવને જિંદગીઓ દીધી છે.

હે સુન્દરમ્! હે કવિરાજ, તો'યે
મુશાયરાના મુખસ્થાનથી કાં
અયોગ્ય આવું ઊચરી રહ્યા કે—
કરી કમાણી ધૂળમાં મળી ગઈ!

૧૪-૯-૪૧

## તારા વિના

પૃથ્વી

પ્રમત્ત, રમણીય, સ્વચ્છ નભ આ કશું ઝૂલતું!
સુરમ્ય લઘુ જ્યોતિબિન્દુ નિજ અંતરે ધારતું
ચહુ દિશ ઝગુમતું, અકલ રમ્ય શી નીલિમા,
જહીં અગમ ગીત કાજ મુજ હૈયું દોડી જતું!
ગભીર જહીં સ્વચ્છ, તાજપમરેલ ફૂલો થકી
અજાણ સુરભીભરી ભરી કટોરીઓ લાવતો

સ્મરું, તુજ પ્રમત્ત, રમ્ય ઉરથી તદા વહે રહી
અરુદ્ધ, મધુ કાવ્યગંગ અહીં કેટલીયે પીધી

ફરી શરદવ્યોમની અજબ નીલ શોભા લસી,
સુનીલ નભમાં ફરી સહુ ય તારલીઓ હસી,
ધરા ય નવયૌવના સમ ગગનની બાથમાં
સુવાસુરભ મસ્તીમાં રહી સમુલ્લસી વ્હા! કશી!

સમસ્ત રમણીયમાં રહી જ એક તારી મણા
ઊણું સહુ ય લાગતું ફક્ત એક તારા વિના

૨૩ ૧૧ ૪૧

# પાનખરમાં

• પૃથ્વી •

હતી શિશિર શીત પાનખર પૂર્ણ ફેલાયલી,
દ્રુમેદ્રુમ તળે બિછાત પથરાઈ પીળીપીળી,
લૂખી, પરણહીન ડાળી સહુએ ઉઝરડાયલી,
કતાર સહુ રુક્ષ વૃક્ષતણી મૂક ઊભી રહી.

તહીં પૂનમચંદ્ર ષોડશકલાથી ઉલ્લાસતો
ખીલ્યો; ક્ષિતિજ ધન્યધન્ય ઉર દૃષ્ટ ઝૂલી રહી
નિશૂન્ય રજની ઉરે વિમલ તેજ શોભા લસી
સમગ્ર ધરતી રજેરજ પ્રફુલ્લ જાગીઃ હસી

હતું જીવન આ ય પાનખર જેવું સૂકુંસૂકું;
અપર્ણ વિણ આશ મૂક બસ એક ઊભુ હતું,
ધરી જ નિજ નામશેષ સ્મૃતિ કૈંક લીલીલીલી,
રહી તન ટકાવીઃ પાનખર મૂર્ત થાતી અહીં.

તહીં પૂનમચંદ્ર શી તુજ કલા અમૂલી ખીલી,
વસંત વિલસી અણુઅણુ, વિમુક્ત હૈયે છલી.

## વસંતમાં

• વસન્તતિલકા •

વાગી વસંતતણી માદક વાંસળીઓ,
જાગી દ્રુમેદ્રુમની જોબન પાંખડીઓ.
નાચ્યાં દલેદલ, હસી રહી આંખડીઓ,
ઉન્મત્ત કોકિલતણી સૂણી રાગિણીઓ.

જાગી ઊઠી અજબ જોબન ઘેલછાઓ,
ગાઈ રહી વિરલ જીવનઝંખનાઓ.
હૈયાગહીં અર્મીભર્યો સ્ફુરતા સુભાવો,
આવ્યો અમૂલ મુજ આંગણ આજ લ્હાવો.

સૂણું વસંતતણી મોહક વાંસળીઓ,
ઝીલી રહું અમૃત વર્ષતી વાદળીઓ.
ખીલ્યા પ્રફુલ્લ મુજ યૌવન-પૂર્ણિમાના
મ્હાણી રહું વિરલ જીવન-ઉત્સવો આ.

મ્હાણી લઉં મુજ વસંત અમૂલ્ય આજે,
જેની કૂંકે અસહ પાનખરો જીવાયે.

૧૪-૧૨-૪૧

# ડગ ભરું હવે

• હરિણી •

નહિ નયનને આંસુભીના થવું અવ પાલવે.
અસહ વિધિના વજ્રાઘાતો સહી જ રહું હવે
સ્મિતમય મુખે; છો ને છુટ્ટા કરે પ્રહરે મને,
કુસુમઉર આ આજે એ સર્વ વજ્ર બની સહે.

સ્મરણ સઘળાં આઘેઆઘે હવે મુજથી જજો.
નયન પણ રે, આંસુભીનાં હવે ન કદી થજો.
હૃદયમહીં યે ડૂમો કો'દી અસહ્ય ભરાય તો
વિજન સ્થળમાં જૈને છુટ્ટો પ્રવાહ વહી જજો.

જિવતરમહીં ઝંઝાવાતો અગણ્ય ઉજાડવા
જીવન સઘળું આવે, લાવે અસહ્ય વિપત્તિઓ.
શિશિર પણ એ; એની પૂંઠે વસંત પધારશેઃ
નિશ વહી જતાં પ્રાચીમોઢે ઉષાસ્મિત સોહશે.

જીવનભર સૌ સેવ્યાં સ્વપ્નો અશેષ જ પામવા
ડગ ભરું હવે આગેઆગેઃ ઝૂંણી રહું હાકલા.

# ૧૯૯૮ની વૈશાખની મધરાતે

• પૂજાલાલ •

પધારી જગઆંગણે રજની રમ્ય વૈશાખની,
પરંતુ નહિ કોકિલા મધુર કૂજતી કાનને.
ન માદક સુવાસથી સભર માતરિશ્વા વહે,
નથી વિમલ ચાંદની નિજ કલા રૂડી રેલતી.

કલા નભથી નીતરે પૂનમથી કદીયે, તદા
સ્થળેસ્થળથી વાયુયાન ધસી આજ શા આવતા,
વિમુક્ત મનથી–છૂટા કરથી આગ રેલી જતા;
દશેદિશ પ્રચંડ હોળી જળતી કરીને જતા.

અકાંડ કંઈ મૃત્યુચીસ ઉર ડારતી ત્યાં ઊઠે.
શીળા નભથી આજ આગ વણથંભી વર્ષી રહે.
શબો રુધિર કિચ્ચડે અહ! હુતાસ ઝેરી વહે.

પધારી જગઆંગણે રજની રમ્ય વૈશાખની
નહીં; જગ સમસ્તની પ્રલય કાલરાત્રિ ઊગી.
સમગ્ર જગ ઉગ્ર લોહતણી ભઠ્ઠીમાં ઊકળે.
ન સર્જન શું ભાવિનાં કદીય હોય એની તળે!

# અટૂલો સૂર

• હરણી •

વિધવિધ સૂરો ભેળા થૈને અલૌકિક રાગિણી
અનુપમ સુધા નિસ્યંદંતી યથા સરજી રહે,
ત્યમ ઉર ઉરે ગુંથાઇને રચાઈ સૂરાવલિ.
રમઝટમહીં વર્ષો પૂંઠે વહી વરસો ગયાં.

સમય વહેતો; ઉલ્લાસોની સુધામય તાનમાં
અધિક મધુરી ગૂંજી રૂહેતી ઉરોર્મિની રાગિણી;
લય મધુરમાં ધીરેધીરે જમાવટ યે થઇ
પણ, ત્યહીં વિલાવાની કારી ક્ષણો ય નજીક થૈ.

વય વધ્યુ અને ક્ષેત્રો આઘાં થય ાંજ અકેકનાં,
કણુસતું મૂકી હૈયુ, છેલ્લે છૂટા પડવું પડ્યુ.
ટપકી જ પડ્યાં આંસુ ન્હાળી જતાં લૂછનાર સૌ.
લય મધુરની વિંખાઈ ગૈ અમૂલ્ય સૂરાવલિ.

અટુલ સૂર આ આજે બાજે બબૂર, છતાં મદા
વલખી જ રહે વિખાએલી સૂરાવટ પામવા.

૧૧-૭-૪૨

## ઝંખના

• હરિણી •

ખળખળી ઊઠે વ્હેતું પાણી પુરાયલ પાળમાં,
તરફડી મરે છૂટું પંખી જડાયલ કેદમાં.
સુરભિ ફૂલની ફેલાવામાં ગણે નિજ સાર્થતા,
પણ મનુજ તો હૈયાફૂટો રમે નિત સ્વાર્થમાં

ચહુદિશ ચણી ઊંચીઊંચી દીવાલ સુલોહની,
જકડી નિજને દોરીમાંહે અતૂટ જ મોહની,
વિરલ વહનો રોકી, સર્વે ય ગંધવી નાખવા,
કુમતિ સૂઝતી શાને આજે સમસ્ત સમષ્ટિમાં!

વિમલ નભથી જન્મી ઊંચા હિમાલય શિખરે
રમી, સરિત કૈં લાખો ન્હાવી પવિત્ર ઋચા સમી;
પણ સરી પડી અંતે ગંગા ભયાનક ખીણમાં,
વિમલ નભની જાયા આજે સડી રહી કૂડમાં.

'વહન અવરોધાયાં સર્વે વિમુક્ત વહાવવા
ભગીરથ નહીં જાગે કોઈ?' પૂછે ઉર ઝંખતા

## એક પૂર્ણિમાએ

• ઝૂલણા •

આજ રળિયાત આ રાતની ચાંદની
ધવલ શી તેજની રેલ રેલે.
નવલરસ ઉમળકે સૃષ્ટિ ઝૂલી રહી
મદભર્યા રમ્ય આનન્દ ઝોલે

લહરીએ લહરી સૌરભભરી આવતી,
તાઝગીથી ભર્યું હૈયુ ડોલે.
નિજ ઉરે અણમૂલા સઘર્યા કોષના—
કોષ સૌન્દર્યના પ્રકૃતિ ખોલે.

આજ આ હૈયુ યે મત્ત થઈ નાચતું
• રસભર્યા ભાવની ઊર્મિ છોળે
નવલ કવિતા ઝમે, હૃદય રસમા રમે,
કણકણે નવ્ય ચૈતન્ય નાચે

૨૭ ૭ ૪૨

## સન્ધ્યાકાલે

મિશ્ર

અગણ્ય કૈં અંતિમ ચુંબનોથકી
સન્ધ્યાતણા ગાલ પરે રતાશ આ
ચઢી સુહે, લાજવતી સખીને
ઢાંકી રહે કોમળ કોક વાદળી

સુરમ્ય એ માદક રંગલીલા
પળેકમાં ક્યાંક ગઈ વિલાઈ,
ને શ્યામળા ગાઢ ઘને વીંટાયલું
રડી રહ્યું પશ્ચિમ કેરું આભલું

હસી પડી ત્યાં નભમાં વિભાવરી
છૂટા કરે તારકફૂલ વેરી,
શશીતણા માદક જામમાંથી
સંજીવની શી જગમાં વહાવતી!

શશીમયી રાત્રિતણા ગીતોમહીં
કરૂણ ગાથા ગઈ રે, ભુલાઈ!

# પ્રિય જતાં

• દ્રુતવિલમ્બિત •

પ્રિય હતાં સઘળું ય તદા હતું;
ઉર સમસ્ત ભર્યુંભર્યું લાગતું.
પ્રિય જતાં સઘળું ય જતું રહ્યું;
હ્રદય ખાલી જ સાવ થઈ ગયું.

હરિત કાનન કુંજમહીં હવે
શિશિર ઉજ્જડ સાવ જળી રહે.
અમૂલ નંદનબાગમહીં અરે!
ધખતી રેત સદાય ઊડી રહે.

કદીક કોમળી કોક ય વાદળી
વરસી પીયૂષ સૌ પમરાવશે
વિરલ એ મધુ આશમહીં હવે
અસહ રેતતુફાન બધાં સહું.

સતત આશ નિહાળી રહું જ હુ,
જીવન રાહ અનન્ત જહીં બન્યું.

૧૧ ૬ ૪૨

## તું જતાં

• મંદાક્રાન્તા •

હોયે નીચુ વિયત પગ પાસે ધરા રમ્ય, લીલી.
ચારે બાજુ પ્રકૃતિ સ્મિતથી આવકારી રહેલી.
ગૂંથી ત્યારે કર, જગતમાં મગ્ન શા મ્હાલતા'તા.
ઊર્મિઓલે નિત ઝૂલી, ગીહાં ગાન આલાપતા'તા.
ત્યારે ન્હોતી ખબર જરી કે ભાવિમા શુ છુપેલુ
ઉર્ણુ જાણે કંઈ જ નથી હ્યાં, એવું હૈયુ ભરેલુ
તાજાખીલ્યાં કમળ સરખુ વિશ્વકાસાર વચ્ચે
વાયુલ્હેરે મલકી ઊઠતું નાચતું વારિઓલે

રે, ત્યા વચ્ચે સમયની કટારે ઉરે કાપ મૂક્યો,
હૈયાકેરુ અરધ જ કરી સાવ રે છેદ્ર દીધો.
જાણે એનુ જિવતર બધું તારી સાથે જડેલુ,
ને, તું જાતા રુધિરઝર ઘા ખાઇને હ્યા પડેલુ.

તેં પાએલા અમૃતથકી આજે હજી યે શ્વસે છે,
ને આશામા તુજ અમૂલ સજીવનીના જીવે છે.

# તૈયાર રહેજે*

તૈયાર રહેજે
રે, વજ્રહૈયે
જ્યારે બને તું ઘણ, ઝીલવા ઘા.
ને કોક દી' ભાગ્ય તણા સુયોગે
લોખંડી તું હથોડો થઈ, તુજ સઘળી તાકતે ઝીંકજે ઘા.

૪-૧૦-૪૨

* Be Prepared નામના એક અમેરિકન કાવ્યનો ભાવાનુવાદ

## નવતર મળી દૃષ્ટિ–

હરિશ્રી

રતન અમૂલું લાધ્યું, માની ભગીરથ યત્ન ને
નિજ કસબથી શોભાવીને મનોરમ તેં કીધું
જતન કરીને સૌન્દર્યોથી સજેલ મહાલયે,
જગ સકળને જોવા કાજે સગર્વ ધરી દીધું

અજબ દ્યુતિના ગાને એની પ્રમુગ્ધ બનેલ તું
જગતભરમાં ખુલ્લે કંઠે વખાણ કરી રહ્યો
તુજ અમૂલ એ કોહીનૂરી સુરત્ન પ્રકાશથી
જીગર સઘળું તારું જાણે જ્વલંત ઝુકી રહ્યું.

પણ, સમયની સાચાબોલી કસોટી પરે ઘસી,
તુજ રતનને ફેંકી દેવા સમો પથરો ગણી,
જગ ઉપહસી તારી સામે, કરી રહ્યું મશ્કરી,
જીવનભરની મૂડી તારી ગઇ ધૂળમાં મળી!

પણ રુદન ના શોભે, એને ગણી પથરો જ લે
નવતર મળી દૃષ્ટિ એ તો અમૂલ્ય સુરત્ન છે

## વીજ શો આવજે તું

• સ્રગ્ધરા •

ત્યારે ન્હોતાં નિહાળ્યાં ઝળહળ કરતાં કોહીનૂરો રૂપાળાં,
ને, સાચાં મૌક્તિકોનાં રમણીય રૂપની ન્હોતી ત્યારે પરીક્ષા.
ત્યારે તો કાચકેરી કટકી નીરખી, કોહીનૂરો માનતો'તો.
ને, સાચાં મૌક્તિકોને ગણી જ ફટકિયાં ધૂળમાં ફેંકતો'તો.

ત્યારે ન્હોતા નિહાળ્યા ઉદધિ પરમ આનન્દ હિલ્લોળ લેતા;
નાના ખાબોચિયાને અસીમ જલધિ માની ત્યહીં રાચતો'તો.
ઊચીઊચી દિવાલો ચહુદિશ ચણીને વિશ્વ ત્યાં કલ્પતો'તો.
ગંધાતા ગર્તમાં ત્યાં નિતનિત અધિકો ખૂચતો હું જતો'તો

તેં ત્યાં વિદ્યુત્ઝબાકે ઝબકી સકળ એ તેજમાં ભસ્મ કીધું,
વાધા કૈં મોહકેરા સકળ મુજ જલાવી નવું રૂપ દીધું.
અંઝાકેરા ઝપાટે ચકરચકર તેં ફેરવી ક્યાંય ફેંક્યો,
ગંધાતા કિચ્ચડેથી ઊંચકી નવલ કો વિશ્વમાં લાવી મૂક્યો.

બાળી નાખે શલેને, તદપિ ઝળહળા વીજ શો આવજે તું.
અન્ધારાંઓ જલાવી, નવલ નયન અર્પી અમી સિંચજે તું.

૧૧ ૧૦-૪૨

## તારાં ગાને

• શિખરિણી •

પ્રિયે, તારા ગાને હૃદય મુજ એવુ ઝમતું, કે
રહે કોટિ કંઠે તુજ કવન મીઠાં રમતુ એ

૧૯ ૧૦ ૪૨

## આજે

• હરિણી •

વીસ વરસ તો પાણીની જેમ ક્યાંક સરી ગયા,
ખબર ન પડી, ઊગીને સર્વે આથમી ચે ગયા
બચપણ લઈ લૂટી મારું, અજાણ પ્રદેશના
અરધ ઊઘડ્યા દ્વારો પાસે મૂકી મુજને ગયા

અવનવું બધુ ભાસે આંહીં, લહી રહુ વિસ્મયે,
હરિત ખુણે ગોપેલુ કો! ઢૂંઢી રહુ એહને
લલિત ઉરના ભાવો ગૂથી બજે ક્યહીં બંસરી!
હલમલી ઊઠે હૈયુ, વૃત્તિ બની જતી બ્હાવરી

મુજ જીવનની આંબાવાડીમહીં ક્યહીં કોકિલા
ગુપત ગીતથી આવી બેસી ગઇ કઈ ડાળીએ!
ખબર ન પડી, એનો ટહૌકો મીઠો સૂણી આજ હુ
ચકિત નયને ન્હાળુ નાચી ઊઠું અણજાણમા

બચપણ ગયુ છો ને, કિન્તુ પ્રમત્ત યુવાનીના
લલિતતમ તું ગીતો છોડી જતી નહિ કોકિલા!

૨૦ ૧૦ ૪૨

# સાથી વિહોણો

કાજળકાળા આભમહીંથી '
તારલા વાટે તેજ ચૂવે છે,
રજનીકેરાં શ્યામલ ચીરને
તારલાકેરું તેજ ધૂવે છે.

વલ્લરીનાં ,વૃન્દ આજ વસન્તે
જોબનના શણગાર સજે છે;
સૌરભની પિચકારી ભરીભરી
' ફૂલડાં રંગે હોળી રમે છે.

આજ જામી મધરાત; અટારીએ
એકલુએકલુ હૈયુ રડે છે;
અંતરના કોઈ સાથી વિહોણું
અતર આજ ચોધાર રડે છે.

મદભર્યાં મુજ જોબનગીતો
ઝીલવા આજે કોઈ નથી રે!
ફાગણના મધુ ફૂલ–હિંચોળે
ઝૂલવા સાથે કોઈ નથી રે!

૧-૧૨-૪૨

## તારાં ગાને

• શિખરિણી •

પ્રિયે, તારાં ગાને હૃદય મુજ એવુ ઝમતું, કે
રહે કોટિ કંઠે તુજ કવન મીઠાં રટતું એ.

૧૯ ૧૦ ૪૨

## આજે

• હરિણી •

વીસ વરસ તો પાણીની જેમ ક્યાંક સરી ગયા,
ખબર ન પડી, ઊગીને સર્વ આથમી યે ગયા.
બચપણ લઈ લૂટી મારું, અજાણ પ્રદેશનાં
અરધ ઊઘડયાં દ્વારો પાસે મૂકી મુજને ગયા

અવનવું બધુ ભાસે આહીં, લહી રહુ વિસ્મયે,
હરિત બુરખે ગોપેલુ કો ! ઢૂઢી રહુ એહને
લલિત ઉરના ભાવો ગૂથી બજે કયહીં બસરી!
હલમલી ઊઠે હૈયુ, વૃત્તિ બની જતી બ્હાવરી

મુજ જીવનની આંબાવાડીમહીં કયહીં કોકિલા
ચુપત રીતથી આવી બેસી ગઈ કઈ ડાળીએ!
ખબર ન પડી; એનો ટહુકો મીઠો સૂણી આજ હુ
ચકિત નયને ન્હાળુ નાચી ઊઠું અણજાણમા

બચપણ ગયુ છો ને, કિન્તુ પ્રમત્ત યુવાનીના
લલિતતમ તું ગીતો છોડી જતી નહિ કોકિલા!

૨૦ ૧૦ ૪૨

# અંતરનો મોર

('ડુંગરમાં બોલે છે મોર' એ ઢાળ)

લીલી કુંજાર સમી વાડીમાં એકલો
ગ્હેકે છે આજે મયૂર,
કુંજમાં ગ્હેકે છે એકલો મયૂર. ૧

ઢળકંતા શ્યામ પેલા મેઘને બોલાવતો
ગ્હેકે છે આજે મયૂર,
કુંજમાં નાચે છે એકલો મયૂર. ૨

ઝરમરનાં ઝાંઝરિયા પ્હેરી પધારતી
વર્ષા કે ઢેલ ગાંડીતૂર,
(ને)નાચંતો ખોળે છે એકલો મયૂર. ૩

થેઇથેઇ થનકાર અંતરનો નાચતો
ખોળે છે પ્રિયને આતુર,
અંતરમાં નાચે છે પ્રેમનો મયૂર. ૪

ઢળકંતા શ્યામ મેઘ પૂછુ અધીર ઉર
ક્યારે પધારશે એ ક્રૂર?
અંતરનો પૂછે છે આજે મયૂર. ૫

## શ્રાવણ મારો દૂર

શ્રાવણના ઘન વરસી ચાલ્યા
નદીમાં આવ્યાં પૂર,
તો'યે કાં રડતું મારું ઉર? ૧

વર્ષાની ધારે નાચી ઊઠે આજે
ધરતી શી વ્યાકુળ!
તો'યે કાં રડતું મારું ઉર? ૨

ક્યારીએ ક્યારીએ જોબનકેરું
ઝલકે આજે નૂર,
તો'યે કાં રડતું મારું ઉર? ૩

શ્રાવણના ઘન ભીંજવે ક્યારે
ધીમધખ્યું મારું ઉર?
ઓ રે આજ રડતું મારું ઉર ૪

આભ રમે ભલે શ્રાવણી-રાતે,
શ્રાવણ મારો દૂર,
મૂગું આજ રડતું મારું ઉર ૫

# ગૌતમીને કિનારે

• મિશ્ર •

'એ નેન તારાં
મદથી ભરેલાં
લે વારી તું પ્રિયતમે, પળ એ છકેલાં,
ગાવા દે આજ પ્યારી તુજ પ્રણયભર્યાં ગીત ગીઠાં રસીલાં.'

એ ઘેનમાં તારકતેજધારે
પાસે વ્હેતી ગૌતમીને કિનારે,
ઉલ્લાસોની મત્ત ઉલ્લોલ હીંચે.
હૈયાની આપલેના દિલભર અમીરી કૈંક સોદા કરેલા.

અંધારમાં તારકતેજ જેવી
એ નેનથી વરસતી દ્યુતિ રમ્ય ઝીલતાં.
કૈંક કાળી અમાસો ઝળહળ ઝગતી પૂર્ણિમા શી ઉજાળી.
ને, કોક દિ' નેહભરેલ નેનનાં
બીડી દઈ સજ્જડ સર્વ બારણાં,
હૈયે હૈયું ગૂંથીને આપણે ત્યાં
પ્રસ્પન્દોથી કેટલી વાત કીધી?
એને એકાબીજાની ગજબ થઈ ગઈ ઓળખો નેહદીપ્રી.

ને, આજે તો ગૌતમી યે સુકાઈ,
શી પાતળી સેર સમી વહી રહી.
ના આજે એ પ્રેમછંદે ચઢેલી,
સ્વચ્છંદે નર્તનારી મદભર નમણી યૌવના પ્રેમઘેલી,

ભૂલાએલાંની સ્મૃતિસેર જેવી
એળેએળે પંથ કાપી રહી છે,
વીતેલી જિન્દગીની કરુણ રસભરી યાદ આપી રહી છે.

૧૬-૧-૪૩

## શ્રાવણની એક રાતે

આંગણે મારે જોબનગીતો
ગાતાં પારિજાત,
ફૂલકટોરે સૌરભ વેરી
બ્હેકાવી મૂકે રાત,
કોને ત્યાં કહેવી મારે વાત!

આભમહીં રગચંદની ચૂવે, ને
પૂનમ ખેલે ફાગ.
કોકિલકંઠે જોબનઘેલો
કોણ બજાવે આ રાગ?
ઓ રે, મારું હૈયુ ન રહેતું હાથ!

ઉર-સતારીએ કોમળકોમળ
અંગુલિનર્તન થાય.
શ્રાવણની આજ માઝમરાતે
કોનાં આ ગીત ગવાય!
ઓ રે, એની મીઠપ ના સ્હેવાય!

અંતરઆંગણે આવીઆવીને
કોણ પાછું વળી જાય!
ઘેલછા નિત્ય અભાગીને
એનાં દર્શનકેરી થાય!
તો'યે પદરેખ ન ક્યાંય દેખાય!

## ચલ વિજય-મંઝિલે

• ખડ ઝૂલણા •

ચલ વિજય-મંઝિલે,
દુષ્ટ ફૅસિસ્ટને જેર કરવા,
મુલ્કને મુક્ત-આઝાદ કરવા.
સોવિયટ સાથમાં, ચીનના હાથમાં
હાથ રાખી ચલો કૂચ કરીએ.
વિશ્વને પૂર્ણ આઝાદ કરીએ.
નીરખ પડખે ઊભી ક્રાન્તિને ઝંખતી
બ્રિટન ને અમરિકાની પ્રજાઓ.
પદદલિત યુગ્મની મુક્તિને વાછતી
ઇન્કિલાબી પ્રજાઓ ચલ વિજયમંઝિલે.

આપણા જામતા જોરમાં થઈ જશે
ખતમ સૌ વિશ્વના શાહીવાદો,
ધ્વસ્ત થાશે બધા મૂડીવાદો-ચલ
જગતમુક્તિતણો જંગ ખેલાય જો
આજ સ્ટાલિનગ્રાડે.

મૃત્યુને ઘાટ જે ઊતર્યો દુષ્ટ
ફૅસિસ્ટ ચીસો બરાડે

ચલ વિજય માગવે
દુષ્ટ ફૅસિસ્ટને જેર કરવા
વિશ્વને પૂર્ણ આઝાદ કરવા

## મુલ્કની હિફાજતે

• ગુલઆઝી

એક વાર?
એક શું હજાર વાર
મુલ્કની હિફાજતે ખપી જવા છિયે તયાર
આજ અય જુવાન સર્વ જાગજો
સશસ્ત્ર સર્વ ઊઠજો
મુલ્કની હિફાજતે ખપી જવા જ, રૂઠજો
સમગ્ર તાકતે, તસૂ ય આપવી કશી જમીન?
હઠાવી દુશ્મનો, સ્વતંત્ર હિન્દની નિહાળવી છબિ
ઝઝૂમશું, ઊભા થશું, ખપી જઈ જ જીવશું
અહીં જ લોહીની દિવાલ જીવતી થઈ જશું
ગુલામી શૃંખલા સમગ્ર એકસાથ તૂટશે,
સ્વતંત્ર હિન્દ વિશ્વમા હુલામણેર ઝૂલશે

# પવનને પ્રશ્ન

• શિખરિણી •

ઊના વાવંટોળે પવન પટરેતી નચવતો
રચે વાયુકિલ્લા ક્ષણિક, ઘરણે ક્યાં ફગવતો.
દ્રુમોનાં ઝૂંડોને બથ ભરી હલાવી હરખતો,
હઠાત્ હિલ્લોળીને ધરણી પર ઢાળી નીરખતો.
ખરેલાં પર્ણોને પળ શિર ધરી નૃત્ય નચવી
અચિંત્યાં ફંગોળે કયહીં ય અધવચ્ચે જ અચકી.

છતાં પેલાં શ્રૃંગો તળ અજબ કૈં રેશમ સમા
ગૂંથી તાણાવાણા નિજ કસબથી જાળ રચીને,
મહા કો સેતાને સકળ જીવનો ભક્ષ કરવા
કશો તંબૂ તાણ્યો, તુજ રમણ જ્યાં લેશ ન થતા !

તને વાયુ, કો'દિ રમતમહીં યે એવું થતું, કે—
જરી સ્પર્શે એને ધરણીપર ઢાળી રમી રહું ?

નિજાર્થે આનંદે સહુ ય ખીલવે આત્મન કલા.
પ્રયોજે આનન્દો અવર અરથે કોક વિરલા.

# સૂકો પટ

• પૃથ્વી •

વિશાળ સુવિશાળ રેતપટ વિસ્તરેલો નર્યો,
સમસ્ત દિન સૂર્યની ધખતી અગ્નિઝડી તળે,
ન લેશ જળબિન્દુ કયા ય, દગ દોડી પાછાં વળે
પ્રલબ પટ કારમી ગજબ અગ્નિઝાળે જળ્યો

જગે વિલસતી વસંત, પણ આંહીં તો ગ્રીષ્મનો
ધખે સુરજ ચંડ, રેતકણ અગ્નિસ્ફુલ્લિંગ શા.
સમસ્ત સળગાવતા ગરમ વાયુના ઝાપટા
મહાનલ સ્વયં સ્વરૂપ ધરી રુદ્ર શું આવતા!

અહીં કદીક બે તટો ય છલકાવી કિલ્લોલતી
હતી વિમલ વારિપૂર્ણ સરિતા સ્મિતો રેલતી
હવા મૃદુલ શીત એ હૃદયની ન કયા યે મજા!
પ્રલબ પટ સૂર્યમા સતત પીખતો—શી સજા!

છતા ય અવિરામ સૂર્યતળ ધીખશે આ ધરા,
સુધાઝર વહાવશે અમૃતમિષ્ટ પામી ઝરી

# પ્રભાતે

• હરિણી •

ધવલ નભનું રાતી રંગોળીથી પૂરી આંગણું
દિનકર વધાવાને પ્રાચી ઊભી સહી બારણું.
અધર અધરે ચૂમી દેવા ઊઠી ઉરકામના,
દબવી રહી શી મુગ્ધા લાજેભરી મનમોહના !

તમસજડતા ત્યાગી, જાગી મહા ઋત મુગ્ધ કો
અપરુપતણી કાન્તિ પીએ મહા ઋતદર્શને,
ત્યમ સકળ આ પૃથ્વી પીતી નવદ્યુતિરેલને.
કુસુમદૃગ વિસ્ફારી ન્હાળે મહા ઋતસૂર્યને.

'તિમિરથર શા ગાઢા જામી ગયા પૃથિવીપટે;
ખચિત ખસશે કે એ ગાઢા હજી અધિકા થશે !'
ધવલ ધરતીકેરું રંગી સ્વરક્તથી આંગણું
વિકલ નયનો પૂછે, 'ભાવિ કશું જ પ્રભાતનુ ?'

તિમિરથરમાં રૂંધાતાં યે મહા મન બોલતું,
'તમસજડતા ત્યાગી પામી મહા ઋત જપતું !'

૧૪-૩-૪૩

# સ્મૃતિ

પૃથ્વી

સુધાસ્મિત વહાવી, બે તટ હસાવી કિલ્લોલતી,
મહા તુરગકેશવાળી સમ વારિ હિલ્લોળતી,
પ્રચંડ પછડાટ ખાઈ ઊછળી છળી દોડતી,
હતી સરિત કોડપૂર્ણ રસમુગ્ધ વ્હેતી અહીં

સુકાઈ સરિતા ગઈ, જળવિહીન સિકતા અહીં
વિસારી મધુ ભૂત આજ રહી અગ્નિઝાળે જળી
ત્રુટેલ ઉર પ્રેમી શા તટ ઊભા સ્મૃતિ નાચવી,
સ્થળેસ્થળ હવે અહીં ધખતી રેત ઊડી રહી

મને ય પ્રિય, માભગે પ્રણયકાળનું તાહરું
સુધાસ્મિત તરંગઅંગ પર રંગ'હેરે વહ્યું,
સુહાવી સરિતા, તટો છલવી, નાચતું ક્યાં ગયું ?
સ્થળેસ્થળ અરે, હવે સ્મૃતિ વરાળ ઝાળે જળ્યું

ગયું જ પણ સાચવી સ્મૃતિ સદા હવે ધીખવું,
સ્મરી ફરીફરી જ, એ જીવન ઝખતા થભવું !

# સન્ધ્યાકાળે

• હરિણી •

ભડભડ કશી સન્ધ્યાકાળે ચિતા રવિની જળે!
ફરજ બજવી આયુર્લીલા સ્મિતોલ્લસિતા વળે!
જિવતર સમું મૃત્યુ મીઠું કશું રવિને વરે!
કબર પણ શી શુક્રીફૂલે સફેદ સુહી રહે!

ભવરણમહીં આજે હું તો નિશૂન્ય સ્થળેસ્થળે
અથડું, ભટકું જ્યાંત્યાં એની ન રે, ખબરે રહે.
ફરજ બજવું કે અંધારામહીં બસ આથડું
ખબર નહિ એ, વિઘ્નાદ્રિઓ છતાં ય ચડું–પડું.

સુભગ જીવવું નિર્માયુ કે નહીં, નહિ જાણતો.
ફરજ બજવ્યાનો ના હૈયે હુલાસ ય માણતો.
હૃદયગમતા પંથે આજે રહુ બસ ચાલતો;
પરિક્રમણથી સંતોષાઇ રહું બસ હાલ તો.

હૃદયગમતા પંથે ઝિંદાદિલે નિત જીવતાં
મરણ મધુરું પામું, ઝંખી રહ્યો બસ આ જ આ.

## બધું ય સમજુ છતાં–

પૃથ્વી

ઉરે ઘુમરતા અનેક કઇ ભાવને ઊર્મિઓ
બધી ય તુજ પાસ જો ઠલવુ તો ગણી ઘેલછા
હસીશ, ઉર માગતુ અધિક માગશે–ક્રન્દશે
છતા ઊઠતી ભાવની ભરતી એવી હૈયે અરે,
બધુ ય તુજ પાસ એ ઠલવી શાન્તિ કેવી લઉં!

તુટેલ ઉરક્રન્દનો સભર હૈયુ કો સાભળે?
અને ત્રુટિત અન્તરે અવર ક્રન્દનાથેં જગા
કશી જ! ભરપૂર વિશ્વમહીં રૂહેવું રે, એકલા!

અનેક ઉર શા વ્યથા-કથનીથી છલોછલ્ ભર્યા
તુટેલ ઉરને સમારી વળી ઘાટ દેતા નવા
સ્મિતે સુહત નેન સાચવત ઓવ શા અદ્બુના!
તુટયા પછી ય જિન્દગી અજબ જીવતા વીરવા!

બધુ ય સમજુ છતા અબુધ હૈયુ અશ્રુભર્યુ
હજી ભરતી-મોજ એ ગત, સદા રહે ઝંખતું.

# વાસના

•પૃથ્વી•

પ્રસુપ્ત અહિરાજ આહ ! દઈ ડંખ ચાલ્યો ગયો.
રગેગમહીં જતાં પસરી ઝેર, ભાંગી પડે
બધું બદન, તપ્ત નેત્ર રુધિરાશ્રુઓ નિઃસ્રવે.
ન હું અજર નીલકંઠ, કંઠમહીં ઝેર ધારુ જ, કે
ત્રિનેત્ર બની નેત્રથી વિષદ ભસ્મભેગો કરું.
હરિત્ તૃણ બિછાત ને સુરભિવંત પુષ્પોભર્યાં
વને વિહરતાં મને ચટકી ડંખ ઝેરી દઈ,
પ્રસુપ્ત અહિરાજ જાગ્રત બની જ દોડી ગયો.

હવે ન કંઈ ભાન, વાન સહુ નીલરંગી બને.
સુકાય ગળું, ને તૃષાર્ત ભટકું અહીંથી પણે.
જતાં પસરી ઝેર, ઘેન સહુ અગઅંગે ચડે;
વિમૂઢ બની ઘેનમાં વિકલ આથડે ને પડે.

ચડ્યું બદન કાલકૂટ, નયને લીલૂડાં રમે.
હવે સ્મરણ ના કશું ય, નહિ વાસના યે દમે!

૨૫-૮-૪૩

# એક રાત્રિ

• પૃથ્વી •

અહો ગજબ રાત્રિ ઓસરી જ, શાન્ત હૈયું થયું.
થયું ક્ષિતિજ સુર્ખ; સુર્ખદિલ ઊગતી શી ઉષા!
કળીઅધરનાં તુષારદલ ચૂમી જાગે પૂષા.
ગયું તિમિર, શૂન્ય ગર્ભમહીં ક્યાંય ચાલ્યું ગયું.

કશી ગજબ રાત્રિ! ને ભરતીલોઢ અબ્ધિ ઉરે
અચાનક ઊઠે, ઊઠે સળકી શેષ ફેલાવતા
ફણા શતસહસ, તેમ વિષ ઘોર ફુત્કારતા
અચાનક ઊઠ્યાં જ ઘોર ઘમસાણ આ અન્તરે.

પુનઃપુનઃ જાગતાં પ્રબળ વાસનાનાં જળ
સપાટીપરનાં ય શાન્તિમય, લેઈ હિલ્લોળ, શા
રચે ગગનચુંબી થંભ ક્ષણ, ભાંગી ભુક્કો થતાં
ઘણાક પછડાય, તો'ય તૂટતું ન એનું બળ!

મહાપ્રબળ એ બળોની મુજ વજ્રપાળો હવે
તૂટંતૂટું થઈ રહી, કયહીંથી પાણી પેસી વહે.

૨૬-૮-૪૩

# અમૂલ્ય પળ

• પૃથ્વી •

વિશાળ પટ રેતનો સુભગ રમ્ય ધોળો નર્યો,
સુકાયલ સરિત્તણી મધુર સંસ્મૃતિથી ભર્યો.
તટો ઉપર આમ્રકુંજ નવ મંજરી મ્હોરતી,
વસન્ત મદલોલ કોકિલ-કલોલથી લ્હેરતી.

નિહાળું વહી જાય ઊંટની કતાર લાંબી ક્યહીં.
સૂણું ઘુઘરમાળની રણુકતી મીઠી ઘંટડી.
સુદૂર અરવલ્લીના શિખર રમ્ય આચ્છાદતી
સુંવાળી કઇ શ્વેત વાદળની હાર ચાલી જતી.

પ્રભાત ખીલતાં કૂંણાં કિરણુ અંગ ચૂમી રહ્યાં.
અજાણુ સુરભિ ભરી અનિલ મ્હેક મ્હેકી વહ્યા.
અમીમય બધું જ, અતર પ્રમુગ્ધ ન્હાળી રહે.
ત્યજી સકળ, વર્તમાનમહીં મુક્ત હૈયુ વહે.

તુષાર જલબિન્દુ શી જીવનપુષ્પને ચૂમતી
લહું ક્ષણુ અમૂલ્ય આ અનનુભૂત શાન્તિભરી.

# અનિદ્ર નયનો

• પૃથ્વી •

અનિદ્ર નયનો રહે તલખી નીંદ આ કારમી
શશીહીણ નિશામહીં, ત્યહીં સજાગ આ અંતરે
પડેલ શબ ઠોલતા અગણ ગીધટોળાં સમા
અચાનક જ જાગતાં સ્મરણ ક્રૂર રે, આ કશાં !

સુહાગભર કૌમુદીકિરણઅંકમાં ઊછરી,
ભરી દિલદલે પરાગઅમી-કલ્પીઓ કૈં, વળી
ઉષાઅધરચુંબને ય સમલંકૃતા એ કળી
અજાણ કરથી અજાણ તુજ પાય પાસે ઢળી

ગઈ જ કચડાઇ કિચ્ચડમહીં ગઈ રે મળી.
કઠોર પદઘાત ઘાતક તળે ગઈ એ દળી.
પરાગ પમરે, પરન્તુ વણપારખુ હાથથી
કથીરસમ કોહીનૂર પણ યે જતું ક્યાં સરી !

કઠોર પદઘાત ઘાતક હજી ય એ સાંભરે
સુતીક્ષ્ણ ગીધચાંચ શા જખમ કેટલા રે, કરે !

# ઝંખના

• વસંતતિલકા • મંદાક્રાન્તા •

સન્ધ્યાની ધૂસર સુરમ્ય ઘનચ્છટામાં
શી બીજની સુહત બંકિમ ઇન્દુલેખા !
તેવી જ હે પ્રિય સખી, વિસરાયલા એ
તારા ગત પ્રણયની નીરખું હું રેખા.

સન્ધ્યા સુનેરી જતી ઓસરી શી હવામાં
ને એકલી ઘડીક સોહત બીજ-શોભા.
તેવી જ હે પ્રિયતમે ! સહુ વિસ્મૃતિમાં
તારા મધુ સ્મરણકેરી ઝલત આભા.

ને અસ્ત થાય ક્ષિતિજાન્તર બીજલેખા
ચોમેર રાત્રિતણી જામતી કાલિમા શી.
હૈયું ય અસ્ત તુજ મૂર્તિ થતાં સુરેખા,
અન્ધારમાં વલખતું રહતું વિમાસી.

પૂર્ણેન્દુની નીરખતી જયમ રાહ રાત્રિ,
હું ઝંખું આજ તુજને ત્યમ ચારુગાત્રિ !

. . .

ત્યાં ચોમેરે નિબિડઘન અન્ધાર ઘેરો છવાય,
વૃક્ષો, શૃંગો તિમિર-બુરખા પૂઠળે જે છુપાય.
ધોળા રેતીકણ જલપટે કાલિમા ઉભરાય.
અંધારી નીરવ રજની પ્રસ્પન્દ ત્યાં સંભળાય!

# ટિપ્પણ

[શરૂઆતમાં મૂકેલા અંક કાવ્ય જે પૃષ્ઠથી શરૂ થાય છે તેના છે. ટિપ્પણની અંદર મૂકેલા આંકડા કાવ્યની પંક્તિની સંખ્યાનો અંક સૂચવે છે.]

પૃ૦ ૧ થી ૧૨–વાવેલાં કણોને અને વાડીઓને હિમજ્વાળા પ્રજાળે છે. વધુપડતી ગરમીની જેમ વધુપડતી ઠંડીથી પણ મોલ બળી જાય છે. ૧૪, શીતવહ્નિનો વિનાશ થતાં જગત વિભુનાં ભર્ગો ઝીલે. ભર્ગ–તેજ.

પૃ૦ ૨–૫, કંઠકંબુએ–કંઠ પરની ગોળ રેખા ઉપર. નિશાએ કંઠ પર જાણે આકાશગંગાની માળા પહેરી છે!

પૃ૦ ૩–૧, મનુજૌઘ–મનુષ્યોનો સમૂહ; ૪, વરેણ્ય–વરવા લાયક. પ્રગટ 'આગમ'

પૃ૦ ૪–૨, અરવતા–અવાજવિહીનતા; ૩–૪ આસમાની આકાશ જાણે સર્પની પહોળી કરેલી ફેણ છે; તેમાં મણિની જેમ ચંદ્રમા ઝગમગે છે.

પૃ૦ ૫–પ્રગટ 'રમલ'.

પૃ૦ ૬–૨, ચંદ્રમાથી ઠંડી થએલ રાતથી ઠંડી થએલ ધૂળથી. પહેલી ત્રણ લીટી લાંબા પાતળા રસ્તાના વિશેષણરૂપ છે. પ્રગટ 'પ્રસ્થાન'.

પૃ૦ ૭–૨, અપર્ણ–પાંદડાં વગરનો; ૬, કિસલયો–કળીઓ; ૭, અતૂટ ત્રિપુટી–તારાઓનાં જે ત્રણ જૂથથી મૃગશીર્ષનું આખું નક્ષત્ર બનેલું છે તે.

પૃ૦ ૭–૯, ૧૦, આકાશમાં ચડતા સપ્તર્ષિનાં નક્ષત્રનું ઝૂમખું ફેણ વિસ્તારીને કોઇ સર્પ ચડતો હોય તેવું દેખાય છે, તેમજ પ્રશ્નવિરામ ચિહ્ન જેવું પણ દેખાય છે; ૧૧, રજત્–રૂપું; ૧૨–૧૩, તારાઓનો એક એક કણ તે વિરાટ બ્રહ્મનું નાનું સ્વરૂપ છે.

પૃ૦ ૮–૪, પુણ્યોદકે–પવિત્ર જળથી–નિર્દોષ હોવાથી; ૬, ફુલ્લાનને–પ્રફુલ્લ મુખથી; ૭, ન્હાવી–ન્હવરાવી, ધોઇને; ૯, પ્રિયાંક–પ્રિયનો ખોળો ૧૦, આઢ્ય–ભરપૂર; ૧૦–૧૨, પોતે સંચેલ પ્રકૃતિનો ભરપૂર અર્ધ્ય પોતે

અનેક જન્મથી ભજતા પ્રભુને અર્પવા માટે અગાધ આશાભર્યાં ઉરથી અપૂર્ટ પથ ખૂંદે છે, ૧૩ શૈશવી સુરભિ–શિશુમાનની સુગંધ

પૃ૦ ૯–૭, યામિની–રાત્રિ, ૮, કૌટિલ્યપૂર્ણ–કુટિલતાથી ભરેલું ૧૪, ચિદ્ અમ્બરે–ચિત્તના આકાશમાં પ્રગટ 'કુસુમ'

પૃ૦ ૧૦–૫, શિરોન્નત–ઊંચા મસ્તકે ૬, શિનાભર–શિનાનો ભાર પ્રગટ પાટણની 'અભ્યાસગૃહ પત્રિકા'

પૃ૦ ૧૧–૬, જલદપાંખી–પાંખી જેવું વાદળ પ્રગટ 'પ્રસ્થાન'

પૃ૦ ૧૨–અભ્ર–નદીં છવાયેન–ખુરના, ૧૦, વસન–વસ્ત્ર ૧૩ નિયતિ–વિધિ પ્રગટ 'પ્રસ્થાન'

પૃ૦ ૧૩–સહસ્રલિંગનું ખાંગણુમામ જોઇને ૩, ત્રિવિક્રમ–ત્રણ પ્રકારના પરાક્રમવાળો, ૩, તામ્રચૂડામણિ–કૂકડાની ધ્વજવાળો, ૮, ક્ષિતિજ આખીને ખૂંદી વગાડનાર, પ્રતાપીમાં પણ પ્રતાપી, ૧૧, વિક્રાંત–ગએલ, ૭–૧૧, મત કાળનો વિચાર આવતા ખ્યાલો સ્ફુરે છે પ્રગટ 'પ્રસ્થાન'

પૃ૦ ૧૫–૬, દશન–દાંત, ૮, જટિલ–જટાવાળો ૯ ક્રૌર્યે–ક્રૂરતાથી દલિત જનના લોહીકૂ તાને કાગળે થીજી ગએના ઠ પ્રગટ 'અર્બુદ'ની પુસ્તિકામાં

પૃ૦ ૧૬–૩, હેલ દેગ ૭ ફુલ્લ–પ્રફુલ્લ ૮, મજીઠરંગી–લાલ મજીઠના રંગના ૧૦, પ્રતીચિ–પશ્ચિમ ૧૨, શુક્રીશા–શુક્ર ।। તારા જેવા ૧૫ શરભ–શરદનું આકાશ ૧૮, ચઢ આકાશગંગાનું હૃદય છે પ્રગટ 'પ્રસ્થાન'

પૃ૦ ૧૭–૨, નિષેવી–સેવી ૪ તમસધુતિના–અંધાર અને તેજના ૧૩ રાત્રિપતિ–ચન્દ્ર પ્રગટ 'માધુરી'

પૃ૦ ૧૯– વ્યથાવિકલ–વ્યથાથી આકુળ-વ્યાકુળ પ્રગટ 'અભ્યાસગૃહ પત્રિકા'

પૃ૦ ૨૦–૫, નમતઋતુની નંદનબાગની હોય એની ફૂલમાલા ૭ આનંદ ।। નંદ–આનંદ ।। ઊંડો સ્પર્શ નંદ–આનંદ

પૃ૦ ૨૨–૨, લીલી થએલ હૃદયની ઘન ઘટા મારો આશ્રય થશે એમ મેં ધારેલું એને બદલે તેણે તો થોડુંઘણું જે ઊગ્યું હતું તે પણ બાળી નાખ્યું

પૃ૦ ૨૩–૪, તને જેમજેમ જોઉં છું તેમતેમ તારી શોભા વધુ ને વધુ ઊભરે છે'

પૃ૦ ૨૪–૬, પ્રાચીમાં–પૂર્વમાં, ૧૧, મનીષા–આશા

પૃ૦ ૨૫–૫, ગોષ્ઠ કીધા–ગોષ્ઠિઓ કરી, ૬, પ્રત્યુપ–પ્રત્યેક ઉપાએ–હમેશ

પૃ૦ ૨૬–૯, ડયન–ઉડ્ડયન પ્રગટ 'પ્રજાબન્ધુ' દીપોત્સવી અંકમાં

પૃ૦ ૨૭–૨, મનુષ્યના રૂપ ધરેલ કાળા સાપ, ૪, પ્રમદ–ન સહી શકાય તેવા, ૪, ક્રૂર–તીવ્ર, કુટિલ, ૧૧, હેંકારતી–હુંકાર કરતી, ૧૪, ઋતગપ્તરો–સત્યના બખ્તરો

પૃ૦ ૨૮–૧૩, ચગ્ગ–ઢગલી–પગ્ગ

પૃ૦ ૩૦–૧, ઉન્નિદ્ર–નિદ્રા ઊડી ગએલા–જાગ્રત, ૧, ઝઝા–ઝંઝાવાત, ૪, મરણડણુકથી–મારી નાખે તેવા અવાજે, ૬, વિશ્વજિષ્ણા–વિશ્વ જીતવાની ઇચ્છા, ૧૩, જિઘાંસા–હણવાની ઇચ્છા, ૧૪, અયુત–દસ હજાર, અનેક પ્રગટ 'પ્રસ્થાન'

પૃ૦ ૩૧–'તારુ સ્મિત' પ્રગટ 'પ્રસ્થાન'.

પૃ૦ ૩૪–૫, કર–કિરણો, મેઘધનુષ્યમાંથી કિરણો બાણ જેમ છૂટે છે, ૧૦, ભગીરથ પ્રયત્નથી પામીને

પૃ૦ ૩૫–૬, વિયત–આકાશ

પૃ૦ ૩૮–૫, બૂંગિયો–મોટા ઢોલ ૬ ભગનગણ–ગગનનું આંગણું ૧૧, ધૂસર–ધૂળવાળી

પૃ૦ ૩૯–૧૩, મારી જેમ એઓ પણ વિશ્વના પગથી થાય ઙ–એમના પર પગ મૂકીને જગત ચાલ્યું જાય છે, ૧૫, અર્થ–ધન

પૃ૦ ૪૦–૧, ચદરવા–ચિત્રવિચિત્ર રંગો તથા ચિત્ર વાળા પડદા પ્રગટ 'ગુણસુંદરી' દીપોત્સવી અંકમાં

પૃ૦ ૪૧–૧૦, ચક્ષુપડદે–આંખના પડદાની સામે ૧૩, ઉરમયૂરાન–હૃદય રૂપી મયૂરાસન

પૃ૦ ૪૨–૧, સ્નેહમર્પિ–પ્રીતિ રૂપી ઘી

પૃ૦ ૪૫–૧, તરલ–પ્રવાહી ગતિમા ૯, અરમાનો–આશાઓ

પૃ૦ ૪૬–૨, જ્યોતિર્બિન્દુ–ચન્દ્રનુ ૬, અજાણ્યુ સુરભિથી ભરીભરીને કટોરીઓ લાવે છે, ૮, અરદ–મુક્તા ૧૧, મયક–ચન્દ્ર

પૃ૦ ૪૭–૧, શિશિરશીત–શિશિરથી ઠરી ગએલી ૨, પીળા પાદડાની બિછાત, ૫, ષોડશ કલાથી–સોળે કળાથી પૂર્ણ ૧૦, અપર્ણ–પાદડા વિનાનુ ૧૧, નિરાશ–આશા વિનાનુ પ્રગટ 'કુમાર'

પૃ૦ ૪૯–૩, પ્રહરે–પ્રહાર કરે મનુષ્યના જીવનને ઉજાડવા અગણ્ય ઝઝાવાતો આવે છે અને તે અસહ્ય વિપત્તિઓ લાવે છે, પણ જીવનની એ શિશિર પાછળ પાછળ જીવનવસત જરૂર આવશે

પૃ૦ ૫૦–છેલ્લા મહાયુદ્ધનો સમય છે ૬, વાયુયાન–એરોપ્લેન, ૮, અકાંડ–અકસ્માત્ ૧૪–૧૫, અત્યારે તો આ જગત ભઠ્ઠીમા ઊકળી રહ્યુ છે, પણ એની પછવાડે શુ સુન્દર ભાવિ નહિ હોય? પ્રગટ 'પ્રસ્થાન'

પૃ૦ ૫૧–૭, નિમ્નતી–ઝમતી ૧૧, પોતાને લૂછનારને ચાલ્યા જતા જોતા આસુઓ ટપકી પડ્યા

પૃ૦ ૫૨–૫, સુલોહની–મજબૂત લોહની ૭, વિરલ–ભાગ્યે જ હોય તેવા ૧૨, જાયા–જન્મેલી–કન્યા

પૃ૦ ૫૩–૧, રજિયાત–રળિયામણી

પૃ૦ ૫૫–૫, કાનન–વન–વાડી

પૃ૦ ૫૮–૯–૧૦, જગતની સાચાખોટી કસોટી પર ઘસાતા તારૂ રત્ન તો પથ્થર નીવડયુ' ૧૩–૧૪, પણ હવે જો એ ખરેખર જ પથ્થર છે તો પછી તુ તેને પથરો જ સમજ. એ પથરો છે એવી તને જે નવી દૃષ્ટિ મળી તે પોતે જ એક અમૂલ્ય રત્ન છે'

પૃ૦ ૬૦–૮, ગોપેલુ–છૂપેલુ, ૧૫–૧૬, બચપણ ગયુ તો ભલે ગયુ, પણ હે કોકિલા, હવે તુ આ યુવાનીના લલિત ગીતોને છોડીને ચાલી નહિ જતી

પૃ૦ ૬૧–૧૨, કાળા આકાશમાથી તારાઓ રૂપી છિદ્રોમાથી તેજ ઝરે છે ૨, વાટે–માર્ગે

પૃ૦ ૬૨–૮, ઘોર શિવના વજ્ર જેવા થર તોડીને.

પૃ૦ ૬૩–૮-૯ મયૂર વર્ષાને ખોળે છે કે વર્ષા જેવી ઢેલને ખોળે છે?

પૃ૦ ૬૬–શ્રાવણની એક રાતે. પ્રગટ 'પ્રસ્થાન'.

પૃ૦ ૬૭–સ્ટાલીનગ્રાડને જર્મનોનાં દળોનો ઘેરો હતો; ૧૫ ઇન્કિલાબી–સ્વતંત્ર; ૧૮, ધ્વસ્ત થાશે–ભાંગી પડશે.

પૃ૦ ૬૮–૮, હિફાજત–સંભાળ, રક્ષણ; પ્રગટ 'ફાલ્ગુની'

પૃ૦ ૬૯–ધરએ–પછાડે; ૪, હકાત–બળથી; ૭–૧૦ પવનનુ જોર પર્વતો પાસે ચાલતું નથી પ્રગટ 'ફાલ્ગુની'.

પૃ૦ ૭૦–૬, અગ્નિસ્ફુલિંગ–અગ્નિના કણ. ૮, આદિ મહા અગ્નિ સ્વય જાણે ભયંકર સ્વરૂપ ધારીને આવતા હોય, ૧૩–૧૪ ધીખતી આ ધરા પણ જ્યારે પોતે વરસાદનાં પાણી મેળવશે ત્યારે ખચિત અમૃત વહાવશે પ્રગટ 'ફાલ્ગુની'.

પૃ૦ ૭૧–૫, ઋતમુગ્ધ–સનાતન સત્યથી મુગ્ધ, ૬, અપરૂપ–રૂપથી અતીત–અત્યંત રૂપવાન; ૭, નવદ્યુતિરેલને–નવા તેજના પ્રવાહને; ૧૪, પ્રશ્નનો ઉત્તર આપે છે કે તમસ્‌ની જડતાને ત્યાગીને મહાઋતને પામીને જ જંપશુ'

પૃ૦ ૭૨–૨, પૂરના પાણીના હિલોળા છે ને જાણે કોઈ મહાન અશ્વની કેશવાળી છે; ૫, સિકતા–રેતી; ૬, હૃદય તૂટેલા પ્રેમી જેવા તટો, ૧૦, તરંગઅંગ તરંગવાળાં અંગ. પ્રગટ 'કુમાર'.

પૃ૦ ૭૩–૩, જિવતર જેવું મીઠુ મૃત્યુ; ૫, નિઃશેષ–નિઃશેષ શૂન્ય–પૂરેપૂરો શૂન્ય; ૮, વિઘ્નાદ્રિઓ–વિઘ્નના પર્વતો, ૧૩, ઝિંદા દિલે–જીવતા દિલથી.

પૃ૦ ૭૪–૧૧, સ્મિતથી સોહતાં નયનો પોતાની તળે અશ્રુના ઓઘ કેવા સાચવે છે! આંખમાં સ્મિત છે, પણ તેની તળે આંસુ છે; ૧૪, ભરતીનો ગએલો આનંદ. પ્રગટ 'ફાલ્ગુની'

પૃ૦ ૭૫–૧, અહિરાજ–મહા સર્પ; ૪, પ્રલમ્બિત પૃથ્વી જ્યઃ છે; ૫, વિષઃ વિષ દેનાર; ૫, ત્રિનેત્ર–ત્રીજા નેત્રવાળો–શંકર; ૧૩, કાલકૂટ–તીવ્ર ઝેર; ૧૪, ઝેર એટલું બધું ચડ્યું છે કે હવે તો પીડાની પણ ખબર પડતી નથી'

પૃ૦–૭૬ ૨, સુર્ખ–લાલ–રંગીન–તેજસ્વી, ૩ પૂષા–સૂર્ય, ૩, કળીના અધરોષ્ઠ પરના ઝાકળ બિન્દુઓ ચૂમીને સૂર્ય જાગે છે, ૫–૮ સમુદ્રની ભરતીના શોર જેવા કે શેષનાગની હજારો ફેણ જેવા ધમમાણ ઉચ્ચા, ૯ થી ૧૨ વાસનાના જળ વિસ્લોળો લઈને ગગનચુમ્બી સ્થભ રચે છે, વળી સપાટી પર ઢળી જાય છે પણ એનુ બળ ઓછુ થતું નથી, ૧૩–૧૪, મહા પ્રગટ એ ખળની આજુબાજુની મારી વજ્ર જેવી પાળો પણ હવે તૂટતૂટે થઈ રહી છે

પૃ૦ ૭૭–૧૩ ૧૪, આ ક્ષણ કેવી છે? જીવનપુષ્પને ચૂમતા ઝાકળના બિન્દુ જેવી–ક્ષણિક તેમજ સુન્દર'

પૃ૦–૭૮ ૧, અનિદ્ર–નિદ્રા વિનાના, ૨, સજાગ–જાગ્રત, ૫ થી ૮, કૌમુદી ના કિરણઆકમા ઉછરીને, દિવદલે પરાગની કુપ્પીઓ ભરીને, ઉષાના સુગંધ થી અનકૃત થએલ આ હૃદયની કળી તારા પાર પાસે ઢળી છે, ૧૦, ઘાતક પદના આઘાત તળે

પૃ૦ ૭૯–૮, ઝનત–પ્રકારે, ૧૫, પ્રગાઢ ઘેરો અધાર છવાય છે, ૧૮, અંધારી અને નીરવ રજનીના અસ્પદનો સમભાય છે પ્રગટ 'ભાતી' દીપોત્સવી અંક

# અંજલિઓ

## ૧ અગ્નિવિરામ

અહો સુહૃદ ! શું પ્રભાત કમનીય વાસંતી એ !
હતો મરુત મંદ શીત મધુરા પરાગે ભર્યો,
હતાં ગગનમાં કંઈક શશવૃન્દ શાં વાદળાં,
હતી રજત દીપ્તિ સૂર્યકિરણોની કૂંળી મૃદુ.
અને પટ વિશાળ તે સરિતનો હતો, કેવી એ
મનોરમ ઘડી ઉમંગભર ટહેલવાની હતી
કરોકર મિલાવી અંતર ઉકેલવાની, તહીં
પસંદ કર્યું તેં થઈ શબ અમારી કાંધે ચડી
જવાનું જલઘાટ અગ્નિશરણે. ન જાણું કશે !

પસંદ કર્યું ? કે અનિચ્છિત મળ્યું તને મૃત્યુ એ ?
અમારી સહ તો હુલાસ ભરી ભેટતો તું હતો,
અને કંઈક સ્વપ્ન સેવી રમતો તું આ જીવને,
છતાં ઉરગુહા વિષે કશીક ગુપ્ત ધારી ઘૃણા
રહ્યો તું, ઝડપી લઈ તક, ગયો શું ઠેલી બધું ?
ગયું ઝડપી મૃત્યુ વા, તવ મને ચણ્યાં કોટડાં
મહીં ન કંઈ પેખી માલ, નિજ એક કૂ કે અહા
ધરાશયિત દુગ આ તવ કર્યો અને પ્રેપીને
કયહીં અવરભોમમાં તુજ નિવાસ યોજ્યો નવો ?

સવાલ પર હા સવાલ ! જલંહેણુમાં વીચિ શા,
ન અર્થ, નહિ સાર, કેવળ તરંગ આ ચિત્તના !

અહો દરદની દવા જગતને જડી ના હજી,
વિચારી મન વાળવાનુ બસ આટલેથી જ શું!
વિલાપી ઉર ઠારવાનુ સ્મરણોની રાખોડીમા!
તને–નહિ, ભુન્ચો, શરીર તુજને સમર્પી તહીં
કઠોર કટુ કાષ્ઠ–અક અનલોની જ્વાળા વિષે,
પખાળી નિજ દેહ શીત સરિતાની આછી છબે
જવું ઘરભણી વળી, મન પરોવવુ ચાકડે
સદાની ઘટમાળના, ધનતણી, ધનાશાતણી,
સુમિત્રતણી, દેહની, તરસ–ભૂખની તૃપ્તિમા,
અને જલથી ઊછળી ઘડીક બ્હાર રહેવી જતી
અમારી મનમાછલીની કવિતા–કલા–સેવના—
તણા ક્ષણિક ક્રીડને–બસ સમસ્ત આ જિન્દગી?

અહો સુહૃદ! એક બાજુ તવ ભસ્મ હ્યા ઊડતી,
અને અવર બાજુ કકર ઉડાડતા કાજના
શ્વસી ભમી અહીં રહ્યા સહુય–આટલા અર્થ શુ
તને હુ ચહુ જીવવા? નહિ નહીં ઘડી તો દિસે
કર્યું ઉચિત કર્મ તેં–અધિક અર્થ ને લાધવો
ત્યહીં જવનિકા પુઠે અમ અદીઠ નેત્રોથી કો!

'અરે અવરભૂમિ! કોણ બકવાદ એવા કરે?'
ફડાક કરતો તું કુર્સી તજી વામ ઊંચે કુદે,
અને તવ બિરાદરો કઈ કઠોર કોલાહલે
ગજાવી ગગનો મહે 'શબ્દ કેરી જજાળ શી!
અકર્મરત ચિત્તની વિકૃત કલ્પના–જાળ શી!'

સદાની તકરાર એ અમ વિષે રહી. શાંત તું,
હવે નહિ ઉચારવા વચન વાદનાં તું અહીં.
ન છેડું ત્યહીં વૈખરી. તવ નિરુત્તરી મૌનને
ઘટે નહિ જ ખંડવું. હૃદયના-નહિ, એથી યે
નિગૂઢ અનુભૂતિના અગમ કોક ઓવાર પે
નિવેડી લઈશું જ એ અકળની કળા. કિંતુ રે
મને લઘુ સવાલ થાય:-યદિ જિન્દગીવ્હેણુ આ
બનેલ અણુકોશની સતત કોક રાસાયણી
ક્રિયાથી, ઉર-ઊર્મિ, ચિંતન, કલા, મહાભાવના,
પ્રચણ્ડ જનસંઘનાં પ્રબળ ઉગ્ર આંદોલનો—
બધું અણુતણી જ કેવલ બનેલ લીલા સ્ફુરે,
બઢે વિકસતી રહે વિલસતી અને અંતમાં
જતી વિરમી, એ બધું અણુની સંગ,-એથી કંઈ
હતું ન પુરવે, હશે નહિ પછી, જડા પૃથ્વીના
કણો સ્ફુરિત થાય બુદ્‌બુદ યથા સમુદ્રે અને
નવા નિત નવા બને, ગત સદા ગતો થૈ રહે;—

ભલે, પણ સવાલ થાય: ઘટમાળ આ મધ્યની
થતી વિલય સર્વથા ? ન અવશિષ્ટ ઉચ્છિષ્ટ વા
રહે કંઈ જ મધ્યની સભર રંગલીલાતણું ?
અરે, તવ જડાણુઓ થકી રચાયલો પુદ્‌ગલ
કશાં મુદતણાં સુધા ઋત તણાં કશી શક્તિનાં
ભર્યો. સતત સોણલે કશી અદમ્ય એ ઝંખના-
કશું તરલ તીવ્ર એ સ્ફુરણ દીસ ચૈતન્યનું-
મહા રણકતી સુરાગ ઘનઘોષ ઘટા સમું,

પ્રતીતિ સઘળી જ એ જડથી ભિન્ન કો તત્ત્વની
બધીય થઈ લુપ્ત ગૈ, બસ ઘડી જ આ એ મહીં?

ક્ષણો અણગણી, દિનો અણગણ્યા, વસંતોતણા
પ્રભાત, રજની અનેક શરદોની વેદી પરે
અસંખ્ય ગણના અતીત પળના મહાપુંજમાં
કણેકણ કરી વિકાસ ગ્રહનાર, સત્કારનો
મહા નિશ્ચય સાધનાર, જગવ્યાપતી ઝળના
તણો અનલ ધારનાર, નભ આંબતી શક્તિનો
મહા અનિલ પ્રેરનાર તવ સત્યનો રાશિ શું
થતાં વિલય આ સમુચ્ચય અણુતણો શુ મટયો?
ખરે, અણુની માત્ર સ્થૂલ ઘટનાની સાથે જ શુ
રહ્યુ છ સઘળુ જડાઈ? જડથી નર્યું ભિન્ન જે
પ્રચેતસ ભર્યું પ્રફુલ્લ તવ સ્પષ્ટ વ્યક્તિત્વ તે
થતાં અણુ વિશીર્ણ હા થયુ જ શીર્ણ તે સર્વથા?
'નહીં, નહિ વિશીર્ણ થાય' શ્રવણે પડે સાદ કો
વદે તું તુંહિ મૃત્યુપીઠ પર સાધી આરોહણ?

વદે અવર કોઇ મૃત્યુ કરથી અમી આચમી?
ભલે કુસુમ વૃક્ષડાળ વિકસે, રસે તેહના
પરાગ ખિલવે નવા, રસ વસેલ જે મૂળમાં
ન તેહ રસ પુષ્પમાં, અવર રૂપ તે જે લિયે
કરામત અનન્ય કોઈ તહીં, ભિન્નતા જે રચે,
રચે નવ વિકાસ, સૂર્યતણી ઝીલી ઉષ્મા, શ્વસી
અનેક મરુતો, ધરાતલની માટી ભક્ષી, જલો

નભેથી ઝરતાં, વહેલ તલગર્ભમાં વા ચુમી,
કશીક નવલી વિસૃષ્ટિ બનતી. બધું વૃક્ષમાં
દિસે વિકસતું, અરે પણ પરાગ એ પુષ્પનો
પરાગ રહી જાય જો ભ્રમર કો ન આવે તહીં.
ફળે કુસુમ, તે કળા ભ્રમરસ્પર્શની માત્ર ને?
તમામ જગપુષ્પ વૃક્ષ પર હો ખિલેલાં ભલે,
પરંતુ અલિ કો અગમ્ય ચડી પુષ્પકે આવીને
ફલદ્રુપ કરે પરાગઉરને સુસંયોજતો
પરાગકણ અન્ય ગંગ, વિરચે સદા નીડ ઘાં
સુદૂરતણું પંખી કો કંઈ તૃણોની સૃષ્ટિ થકી,
વસે, ટહુકી જાય, અંડ ધરી જાય. એ પંખીડું
પરાગ રસનો પિપાસુ ભમરો, જુદો પુષ્પથી
સદાય, નિજ રંગથી જગતને રહે રંગતો,
અનોખી નિજ ગુંજનાથી વનકર્ણ ગુંજારતો,
ભમે ગગનગુંબજે, અણુની માત્ર લીલા ન એ.
વિરાટ જનનીની એ અણુ સહેની સંયોગિતા....

દિમાગ ચકરાય, થાય મતિ મૂર્છિતા, થાય કે
હુંયે તવ સહે કરું શયન અગ્નિના અંકમાં
વિલોપુ ઘટમાળનાં વમળ ઘોરની વેદના.
અરે, પણ કદીય એમ બનતો શું સંવાદ કો?
અનાદિ યુગથી અગણ્ય જન અગ્નિ અંકે શય્યા,
છતાં નહિ સજીવ ચિત્ત પર અંક એકે પડ્યો
વદંત યમરાજની અકળ પલ્લવીની કળા.

અહો નહિ શું અગ્નિ કો અમ સજીવને જે ગ્રહે,
દહે અમ અનાથતા અસહ મૂઢતા, દેહને
રસે દ્યુતિલ ઓજસે, અમરતાની કો અર્ચિએ
પ્રદીપ્ત કરી જાય જીવનતણી તમિસ્રાવલિ,
ઉજાળી કઈ જાય જે મરણની તમિસ્રાવલિ
અને વિરચી જાય આ અમ ભભૂકતી આગનો
વિરામ નિજ માતૃગર્ભ સમી પ્રાણદા આચમાં ?

સુન્દરમ્

## ૨ વિદાય દુનિયા !

વિદાય દુનિયા ! વિદાય હૃદયોમિલીલા બધી !
વિદાય સ્વજનો,–હતા સુજન સૌ ય કેવા ! મને
ન ઊણપ કશાની રાખી કદિ કોઇ વાતે ય, ને
કદી મનથી માગ્યું પાણી, દઈ દૂધ પ્રીતિ દીધી
અને અમૃતથી મથ્યો હું દુનિયા ! તને તર્પવા,
કદીક મુખ ફેરવી હસી તું ફિક્કું ચિંતાવતી,
કદીક મુજ બાલયત્ન નિરખી પ્રસન્ના થતી,
મને ઉર વધી રહી ઉલટ સૌ તને અર્પવા

—ધખે સજનઅગ્નિથી મૃત શું લેખશો ત્યાં ઉગ?
ન વૃક્ષ બધું કલ્પશો લઘુક જોઇને અંકુર ?–
ભલે સુધરજો (અને સુધરશો જ ક્યારેક તો !)
પરંતુ દુનિયા ! તને પલટવાનું ન આજ તો

અદૃશ્ય ઉરસ્વપ્ન એક લઇ ઓસરી જાઉં હું,
ઉરે તવ પ્રભાતસ્વપ્નસમ જો સરી જાઉં હું.
ઉમાશંકર જોષી
૪-૫-૧૯૪૪

## ૩ હવે ન ગોવિંદ

૧

સંસાર સારો સરતો યથાવત્
સરી રહ્યો હું ય હમેશ જેમ.
પડ્યો પરન્તુ બસ ફેર એટલો
કે સર્વ કાર્યો સરતાંની નીચે
સરી રહ્યો સંતત વાડવાગ્નિ.

૨

હું ઊંઘવા ચાહું થયેલ લોથ.
ન કિન્તુ આજે ઉંઘવા તું દેતો.
રસ્તા પરે ચાલી રહ્યો જ સન્તત
તું મોઢું રાખી તુજ પાર્શ્વમાં જ.
તો તારૂં મ્હોં ફેરવને પૂરેપૂરૂં
હું સન્મુખે, કે નિરખું તહારૂં
મોઢું પૂરેપૂરૂં. વહે જ પાર્શ્વમાં!

૩

સારૂં થયુ ઘેનમહીં રહ્યો તું.
અને પથારી તુજ પાસ ટોળે

વળેલ તારા પ્રિયના મુખોને
ન ન્યાળિયાં તેં, નહીં તો બીજાના
થોડા દુઃખે ચાળણી શા વીંધાતા
તને થઈ જાત કશું કશું જ!

૪

ગયો તું તો સૌ પ્રિય આપણાના
ઉરે ઊંડી ઘા, મૃદુ હે સદાયના!
ગયો તું, કિન્તુ નવ તેહ સાથે
તું સાથ મ્હારો મુજ સાથ ત્હારો
ગયો જ સબંધ ય. ના ગયો ય તું.
તેં દેહ આ તે તુજ છોડી દીધો,
છે એટલુ ફક્ત. ન દેહ સાથે
હતી કંઇયે વળગેલ મિત્રતા.
ને જ્યાં તું હો ત્યાંથી તહારી પ્રીતિ
ઝરી રહે છે મુજ પે હમેશ શી
ને તેવી રીતે તુજ ઊપરે મુજ
ને જન્મ આમાં નહીં તો બીજામા
મળીશું નક્કી: મળવાની ઇચ્છા
આવી સુતીવ્ર નવ અન્યથા કરે
ને ત્યાહરે યાદ વળી યથાવત
આ જન્મની આવી ય જાય મૈત્રી
સંધાનમા મૈત્રીની આ તૂટ્યા વિના
સંધાઈ રહે મૈત્રીની ફૂલસૌરભ,
ને જન્મજન્માન્તરમાંહિ યે સૌ

બની રહે આવું – બને. અશી કે
શ્રદ્ધા અને આશ મને ઘણી ઘણી.
પરન્તુ આ ખાલી થયેલ હૈયું
એ આશશ્રદ્ધાથી ભરાય થોડું જ.
જે દેહમાં તેં મુજને ચહ્યો ને
તને ચહ્યો મેં, ચખ જે મહીં મેં
ન્યાળ્યો તને, ને ચહતો ગયો હું
દિને દિને; પાસ વિશેષ આવતો
ગયો અને અંતરમાં તહારા
જઈ કર્યું આસન મેં સદાયનું;
એ દેહ, આંખો બસ એ જ જોઈયે.
ભરાય ના હૈયું બીજા કશાથી.
પ્રેમી જતાં આપણું, અન્ય કૈં દ્રવી
આવે ઉરે આપણનાં પ્રવેશવા,
ને ખાલી હૈયે કંઈ સ્થાન પૂરવા;
ને આપણે એમની લાગણીઓ
પામી, નિહાળી રહિયે કૃતજ્ઞતા–
થકી; પરન્તુ, ઉર ખાલી જે, તે
ખાલી જ રૂહે, થાય પ્રવેશ એમાં
ન શો જ; હૈયું સહુ–ખાલી, એમાં
હવા ય ના હોય અશું જ શૂન્ય–
તેવું સખે! હૈયું મહારું ખાલી
રહે, વિના તું બધું બીજું આવતાં.
અને ભરી એહ શકે ન કોઈ.
–ના તું ય.

૫

તેં પૂર્ણ સૌન્દર્ય મ્હારું જોવા
ચાહ્યું સદા, એહ ત્હારી આરજૂ:
ને શબ્દ એ અંકિત સ્પષ્ટ હૃમાં.
સદાય ઇચ્છ્યું તવ મેં કર્યું છે
ને આ ય મારે કરવાનું છે સ્તો.
કિન્તુ થતું એટલું ફક્ત દુ:ખ
કે ન્યાળવા એ નવ હ્યાં રહ્યો તું
આજે હવે આ તુજ શોકગીત
બાકી રહ્યું છે લખવાનું મારે.

૬

ગયો કપાઈ અરધો પૂરેપૂરો.
ને તે ય મારી જમણી જ બાજુથી
(ફર્યો સદાયે જમણી જ બાજુએ
રાખી તને, એમ જ ફાવતું મને)
તુંથી મ્હારી, મુજથી ત્હારી
પૂર્તિ થતી, બેય યદા મળીએ
ત્યારે થતો માનવી એક ઊભો
પૂરેપૂરો; અર્ધ ગયો કપાઈ
ને વામણો પાછળ અર્ધ રૂહે ગયો.

૭

જે નામ હું ઉચ્ચરતો અકારણ
ફરીફરીને, કરતો પ્રલાપ,
એ નામના ધારકની સ્મૃતિમહીં,
એ નામ આજે ઉરમાં ક્યહીંયે

ઊંડે ગયું ઊતરી, બ્હાર આવવા–
મહીં હવે ના જ રહ્યો કંઈ રસ.

૮

ફર્યે જતું કાલનું ચક્ર; હાડા
વીત્યા; મહિના, વરસો ય વીતશે.
વિચારૂં હું: સૌ વિસરાવનાર
શું કાલ આ યે વિસરાવી નાખશે?

૯

હતો તું જ્યારે અહિંયાં, ત્યહારે
હું તારી સાથે વસતો ન સર્વદા.
હવે પરન્તુ અહિંયાંથી તું જતાં
સંગાથ ચોવીસ કલાક કેરો!

૧૦

હવે તું 'ગોવિન્દ' ન, જીવ એક
જે લિંગદેહે ફરતો કયહીંક
જન્માર્થ,કે જન્મી ચુકયો ય હોય જે,
કર્માનુસાર, સ્થળમાં શુભાશુભ.
(ને તો નકી કોઇ શુભ સ્થળે જ,
જોતાં રૂડાં કર્મ.) અને ત્યહીં વળી
ધર્યું ય હોયે કંઈ નામ બીજું.
હે મિત્ર, જન્માન્તરના તહારા,
બે આપણા આત્મ અનન્ત ફેરા
ફરંત આ જન્મતણા, ગયા મળી
આ જન્મમાં; એકબીજાની આંખમાં

નિહાળિયું આત્મનું ઇષ્ટ, ને એ
વહ્યા જ એ એક બની જઈ જગે.
લેતાં ય દેતાં નિજનું બીજાને,
સમૃદ્ધ થાતાં, મિલને સુખી સુખી,
વહી રહ્યાં એ જગઆંખડી અહ્યાં.
પૂરા સુખી એ મિલને પૂરેપૂરા,
સૌભાગ્ય પોતાનું સુદીર્ઘ ધારતા
(ન કલ્પનામાં ય જુદાઈ કલ્પતા,
ને ઈશનો પાડ ઘણો જ માનતા)
ભમી રહ્યાં'તાં, ત્યહીં બે મહીંથી
ગયો ઉઠાવાઈ તું તો અચાનક.
ને જોતજોતાંમહીં થયો અદૃશ્ય
(હવે ફરી એ નવ ન્યાળવો કદી).
શો શોક એનો કરૂં હું અને શો
એનો દઉં દોષ ય તે વિધિને ?
હું પાડ માનું જ વિધિતણો, કે
ભેળા જ આ જિંદગીમાંહિ કીધા,
ને સાથમાં આટલું આમ રહેવા
દીધા–ન ભેળા જ થવું કદીયે
બન્યું હતે–પાડ જ માનું એનો !

૧૪-૩-૪૪

પ્રજારામ રાવળ

# પરિચય

આ જે જ્યારે શ્રી ગોવિન્દ સ્વામીનો કાવ્યસંગ્રહ બહાર પડે છે ત્યારે પોતાનાં કાવ્યો વિષેનો તેમનો ખ્યાલ યાદ આવે છે. એક વાર અમે બન્ને 'કુમાર' કાર્યાલયમાં ગયા. સ્વાભાવિક રીતે જ કાવ્યોની વાત નીકળતાં શ્રી બચુભાઈ રાવતે એમની પાસે એમનાં કાવ્યો માગ્યાં. 'તમારાં કાવ્યો આપોને! કયા છે?' ગોવિન્દ સ્વામી હસીને કહે 'મારી પાસે કાવ્યો કયાં છે? હું તો કોઇકોઇ વાર જ લખું છું. હું કૈં થોડો કવિ છું?' ખરે જ એ પોતાને સદાય કવિતાદેવીના એક અદના ઉપાસક જ સમજતા. ટાઇફૉઇડની એમની પથારી પાસે એમની છેલ્લી સભાનાવસ્થામાં હું જઇને ઊભો રહ્યો ત્યારે એમનો પહેલો જ પ્રશ્ન એ હતો કે 'નવું કૈં લખ્યું છે?' જ્યારેજ્યારે મળીએ ત્યારેત્યારે પ્રથમ ખબરઅંતર કવિતાના જ પુછાતા. કૈં કામ હતું ને હું અમદાવાદ આવતો હતો. મેં ગાડી જણાવેલ એટલે એ સ્ટેશને આવી ઊભા હતા. ગાડીએથી હજી ઊતરું છું ત્યાં તો હાથ ઝાલી કહે, 'જલદી ચાલો, જલદી ચાલો.' હું ઝડપથી ચાલતો જ પૂછું છું 'પણ કયાં?' શ્રી બ. ક. ઠાકોરની પચોતેરમી વર્ષગાંઠની ઉજવણી હતી બરોબર એ જ સમયે સાંજના પાંચ વાગ્યે. થેલી હાથમાં ને ઊભાઊભા જ—પછી તો જગ્યા મળી—ભાષણો સાંભળ્યાં, કર્યાં, સાહિત્યમિત્રોને મળ્યા ને ઘેર તો કોણ જાણે કયારે ગ પહોંચ્યા હઇશું'

આમ તો અમારો સંબંધ કરાવી આપનાર જ કવિતા. કવિતાએ જ વચ્ચે રહીને બન્નેના હાથ મેળવી આપ્યા' પાટણની આયુર્વેદિક કૉલેજના ડ્રેસિંગ ટેબલ પર બેઠોબેઠો હું નવા આવેલા વિદ્યાર્થીઓને જોઉં છું. રેશમી ઝભ્ભો અને પાતળો ઇસ્ત્રીવાળો લેંઘો પહેરીને નિર્દોષ મોઢાવાળો, મોટા માથાવાળો એક છોકરો લૉબીમા ફર્યા કરે. મને એ ગમે. પણ નવો તાજો વિદ્યાર્થી, એને એમ ને એમ તે કેમ બોલાવાય? ત્યા તો એ જ મારી પાસે

આવ્યા ને પૂછયું '...તમારુ નામ ?' 'મારું જ નામ ' 'તમારી "પ્રસ્થાન"વાળી પેલી...કવિતા મને ગમી છે. હું વિશ્વનાથ મ. ભટ્ટના વર્ગમાં ભણુંછું. તમારી કવિતાની નોટ વાંચવા આપશો ?' મારે તો દોડવું હતું ને ઢાળ મળ્યો' કવિતાની વાતો કરનાર–આવા રસથી–પ્રાપ્ત થઇ ગયો ! 'ચાલો.' મારે ઘેરથી નોટ લઇને તેમને ત્યાં ગયા. મને પહેલો પરિચય એમની કવિતાની સમજ અને સ્પષ્ટવક્તૃત્વનો થયો. અને એમાં રહેલ મૃદુતાનો પરિચય પણ થયો મારી સાથે મેં મારી એક વર્ણનાત્મક અધૂરી કવિતા પણ લીધેલી. તે તેમને ગમી. બીજે દિવસે પૂરી કરી બતાવતાં મને કહે કે પહેલા ભાગ જેટલો બીજો ભાગ સારો નથી. પહેલો ભાગ રમ્ય છે બીજો વિશેષ શુષ્ક વર્ણનાત્મક છે. એ વાત મને જરા મોડી સમજાઇ ! એમની રૂમ પર જઇને પૂછતાં માલૂમ પડયુ કે ભાઇ પણ કવિતા લખે છે!—મને શક હતો જ ! પરાણે કવિતાઓ કઢાવી પણ એ પ્રાગભિક કવિતાઓ બહુ કાચી હતી. જોઇને હું નિરાશ થયો એ પણ મારી નિરાશા જોઇ કે નિરાશ થયા. એટલે તો આટલા થોડા સમયમાં તેમણે ઉત્તરોત્તર સાધેલ પ્રગતિ અમને આટલો આનંદ આપતી જતી હતીને! કવિતાના બાગમાં તેમણે ભરેલાં પગલાં અત્યારે આપણી પાસે ક્રમબદ્ધ મળે છે' કવિતા એમણે શરૂ કરેલ હાઇસ્કૂલનાં છેલ્લાં બેત્રણ વર્ષોમાં. એસ એલ.ડી. આર્ટસ કૉલેજના મૅગેઝીનમાં એકબે પ્રગટ થઇ ચૂકેલી પણ ખરી. પણ એ ગરી તો પાટણમાં જ!

અને એ અમે પ્રથમવાર મળ્યા એ અરસામાં અમે બે કદી એકલા મળ્યા જ નથી ત્રીજી કવિતા તો ખરી જ! ઉઘાડી, માદક, સ્વચ્છ, ભરપૂર એ પાટણની ચાંદનીભરી રાત્રિઓમાં, ચાંદનીના રસ્તા પર પ્રતિબિમ્બિત હલતા વૃક્ષોની શ્વેત–શ્યામ શોભા નીરખતાં નીરખતાં, ઘનઅંધારામાં એકબીજાની અડોઅડ બેસીને શિયાળાના સ્વચ્છ આકાશના ઝિળાઝિળા તારાઓને ઓળખતા ઓળખતાં, કે ધોમ વર્ષાદમાં લૈંઘા ઊંચા લઇને ફરવા નીકળી પડતાં, વેગભર વાતા પવનમાં દોડતી ચાલે,"શાન્ત નિસ્તબ્ધ ચન્દ્રોદય સમયે, વિજનમાં કે મનુષ્યમેળામાં, એકલા કે મિત્રમંડળીઓમાં, કવિતાએ

એનું માધુર્ય અમારી નાનીનાની રસકટોરીઓમાં સદા ભર્યે રાખ્યું છે અને અમે નિત્ય વધુવધુ તૃપ્ત, વધુવધુ અતૃપ્ત એને આકંઠ ગટગટાવ્યું છે.

એમાં અભ્યાસ તો વિશેષે નવીનોનો; ૧૯૨૮ પછીથી પ્રગટ થએલ નવીન કવિતાનો. પછી ઉમાશંકર–સુન્દરમ્ પર સ્થિર થયા. તે એવા કે એમના આખા ગ્રન્થો જ મ્હોંએ થઇ ગયા એમ કહીએ તો અતિશયોક્તિ નહિ થાય! સાથેસાથે જ બેસીને D. G. Rossettiનાં સૉનેટો, Palgraveની Golden Treasury, Romantic કવિઓ અને કાલિદાસ વાંચ્યાં–ફરીફરી વાંચ્યાં. કૈં નવું સારું કાવ્ય પ્રગટ થાય કે તરત મ્હોંએ થઇ જાય! અને પછી કૉલેજની લૉબીમાં કે હૉસ્ટેલની લાંબી પરશાળમાં ફરતાંફરતાં એ ગવાયા કરે! મંદાક્રાન્તા ને શિખરિણી, ઉપજાતિ ને પૃથ્વી ને સ્રગ્ધરા—બધું ય સુગેય થઈ ગયું! ગેય,—અગેય કૈં નહિ! તે એટલે સુધી કે તેનો ચેપ અમારા સહાધ્યાયીઓને પણ લાગ્યો! વૈદકના અભ્યાસ ભેગીભેગી નવી કવિતા વંચાવી ચર્ચાવી ગવાવી શરૂ થઈ ગઈ! પત્રવ્યવહારમાં પણ કવિતાની ચર્ચા જ મોટો ભાગ રોકતી.

એકવાર આનન્દનગરમા ઉમાશંકરને ત્યા સારો સમય બેસીને વળ્યા. કવિતાના નિકટના પરિચયે અમે પ્રશાન્ત થઈ ગયા હતા. સ્વામીએ પહેલું વાક્ય ઉચ્ચાર્યું કે 'કવિતા ન લખાય તો કૈં નહિ; એનો આ સંપર્ક પામી શકીએ છીએ તે ઓછું છે?' ખરે જ ઘણું છે!

प्रमादयन्ती हृदयान्यपि द्विपाम् ।
प्रवर्तते नाऽकृतपुण्यकर्मणाम्
प्रसन्नगम्भीरपदा सरस्वती ॥

એમનામા ઉચ્ચ લલિત બીજે ના મેલા એમના કાકા શ્રી લક્ષ્મણ સ્વામીએ. એ પોતે પણ ચિત્રકાર અને લલિતકળાના ભક્ત હતા. ઘરનું વાતાવરણ પણ ઉચ્ચતાને પોષે તેવુ જ. સ્વયંવિકાસમાં આડખીલીરૂપ કદી નહિ. દૂરથી નજર રાખે. ઘરમાં મા, બાપા, મોટાભાઈ, ભાભીનાં અપાર

આવ્યા ને પૂછ્યું '...તમારું નામ ?' 'મારું જ નામ.' 'તમારી "પ્રસ્થાન"વાળી પેલી...કવિતા મને ગમી છે. હું વિશ્વનાથ મ. ભટ્ટના વર્ગમાં ભણેલો. તમારી કવિતાની નોટ વાંચવા આપશો ?' મારે તો દોડવું હતું ને ઢાળ મળ્યો! કવિતાની વાતો કરનાર—આવા રસથી—પ્રાપ્ત થઇ ગયો ! 'ચાલો.' મારે ઘેરથી નોટ લઇને તેમને ત્યાં ગયા. મને પહેલો પરિચય એમની કવિતાની સમજ અને સ્પષ્ટવક્તૃત્વનો થયો. અને એમાં રહેલ મૃદુતાનો પરિચય પણ થયો. મારી સાથે મેં મારી એક વર્ણનાત્મક અધૂરી કવિતા પણ લીધેલી. તે તેમને ગમી. બીજે દિવસે પૂરી કરી બતાવતાં મને કહે કે પહેલા ભાગ જેટલો બીજો ભાગ સારો નથી. પહેલો ભાગ રમ્ય છે બીજો વિશેષ શુષ્ક વર્ણનાત્મક છે. એ વાત મને જરા મોડી સમજાઇ ! એમની રૂમ પર જઇને પૂછતાં માલૂમ પડ્યું કે ભાઇ પણ કવિતા લખે છે!—મને શક હતો જ ! પરાણે કવિતાઓ કઢાવી. પણ એ પ્રારંભિક કવિતાઓ બહુ કાચી હતી. જોઇને હું નિરાશ થયો. એ પણ મારી નિરાશા જોઇ કે નિરાશ થયા. એટલે તો આટલા થોડા સમયમાં તેમણે ઉત્તરોત્તર સાધેલ પ્રગતિ અમને આટલો આનંદ આપતી જતી હતીને! કવિતાના બાગમાં તેમણે ભરેલાં પગલાં અત્યારે આપણી પાસે ક્રમબદ્ધ મહોં છે! કવિતા એમણે શરૂ કરેલ હાઇસ્કૂલનાં છેલ્લાં બેત્રણ વર્ષોમાં. એસ.એલ.ડી. આર્ટ્સ કૉલેજના મૅગેઝીનમાં એકબે પ્રગટ થઇ ચૂકેલી પણ ખરી. પણ એ ગરી તો પાટણમાં જ !

અને એ અમે પ્રથમવાર મળ્યા એ અરસામાં. અમે બે કદી એકલા મળ્યા જ નથી. ત્રીજી કવિતા તો ખરી જ! ઉઘાડી, માદક, સ્વચ્છ, ભરપૂર એ પાટણની ચાંદનીભરી રાત્રિઓમાં, ચાંદનીના રસ્તા પર પ્રતિબિમ્બિત હલતાં વૃક્ષોની શ્વેત–શ્યામ શોભા નીરખતાં નીરખતાં, ઘનઅંધારામાં એકબીજાની અડોઅડ બેસીને શિયાળાના સ્વચ્છ આકાશના ઊજળાઊજળા તારાઓને ઓળખતાં ઓળખતાં, કે ધોમ વર્ષાદમાં સેંથા ઊંચા લઇને ફરવા નીકળી પડતાં, વેગભર વાતા પવનમાં દોડતી ચાલે, શાન્ત નિઃસ્તબ્ધ ચન્દ્રોદય સમયે, વિજનમાં કે મનુષ્યમેળામાં, એકલા કે મિત્રમંડળીઓમાં, કવિતાએ

માં એમણે ત્યાં કિસાન ચળવળ પૂર જોશમાં આરંભી. ઠેરઠેર ભાષણો કર્યા. પીડિતોના દુઃખના ખ્યાલમાત્રથી તે પીડિત અને ઉત્તેજિત થઇ જતા, હાથ મસળતા, અને મૂડીવાદીઓની લોહીચૂસણુ નીતિનો વણથાક્યો ઉગ્ર વિરોધ કરતા. દુનિયાનાં દુઃખનું મૂળ મૂડીવાદી માનસમાં છે એમ પોતે ખાત્રીથી સમજતા. ગુજરાતના કિસાન કાર્યકર્તાઓ સાથે એમને નજીકનો સંપર્ક હતો. પોતે એક સંપૂર્ણ એકમ બનવા માટે પંજાબમાં ગેરીલા ટ્રેઈનિંગ કોરમાં જોડાયા. તેમાં જોડાનાર એ એકલા જ ગુજરાતી હતા.

પાટણ આયુર્વેદિક કૉલેજમાં અમે વિદ્યાર્થીમંડળ સ્થાપ્યુ. તેના એ પ્રથમ મંત્રી બન્યા. એક 'વિદ્યાર્થી–વર્તમાન' નામનું અનિયમિત અઠવાડિક પણ અમે ચલાવતા. આ બન્ને કામ એમણે પોતે ત્યાં રહ્યા સુધી સારી રીતે કર્યાં. કૉલેજ મૅ ઝીનનું તંત્રીપદ પણ અમુક વખત સંભાળેલું. રમતગમતો માં રસ ખરો, પણ બહુ નહિ. કૉલેજમાં અમે દર વરસે એક સ્નેહસંમેલન કરતા ત્યારે કોઇ ને કોઇ ગુજરાતી નાટક ભજવતા. સ્વામી તેમાં દર વખતે ભાગ લેતા. શ્રી રા. વિ. પાઠકનુ 'કુલાંગાર' નાટક અમે ભજવ્યુ ત્યારે તેના નાયક અનતના પાત્રને સ્વામીએ સરસ ન્યાય આપેલો.

સ્વામી પાટણ આવ્યા ત્યાં સુધી હુ એકલસૂરો હતો. એકલસૂરા રહેવામાં કૈંક ગર્વ પણ લેતો! એમણે આવીને હળવેહળવે શી યે હિકમત કરી કે મને સવાસો વિદ્યાર્થીઓની મધ્યમાં લાવી મૂકયો' અને એ ય એવી આસાનીથી કે સુખ જ ઊપજે'

પાસ થઇને વૈદકનો જાતઅનુભવ લેવા એ ગયા મારા મોટાભાઈ–પ્રભાશંકર વૈદ્ય–પાસે મેતા. આપણા નવલિકાકાર શ્રી દુર્ગેશ શુક્લ પણ ત્યા પોતાની તબિયત સુધારતા હતા. બંનેએ ત્યાં પુષ્કળ લખ્યુ. મેતાની ભાગોળ-માથી દૂરદૂર દેખાતી આબુની નીલ ઘૂંટેલી કાજળકાળાં શૃંગોની માળા, ભરપૂર શાખાઓથી લચીવચી જતાં આમ્રતરુઓની કતારો ને ગીચ સમૂહો, એ કોરા પ્રદેશની પ્રખર મધ્યાહ્નચણ્ડતા, ઉમરદશી નદીના પહોળા વિશાળ

મમતાભર્યાં જળ એમને પોષ્યાં હશે. ધાર્મિક સંસ્કારવાળા એમના કુટુમ્બને કારણે એક બહુ મોટો લાભ એમને કિશોર વયમાં જ મળી ગયો,—હિમાલયના પર્યટનનો. બદ્રિકાશ્રમની એ યાત્રામાં ચારેક માઇલ એ પગરસ્તે કર્યો. હિમાલયની અદ્‌ભુત શોભાએ એમના કવિમાનસમાં શું ય ઉપાડ્યું હશે! પોતે એના રસભર્યાં વર્ણન અવારનવાર કરતા.

એમનામાં રહેલ કાવ્યપ્રીતિ એ એમના સ્વભાવના મુલાયમપણાનો જ આવિર્ભાવ હતો. એ મુલાયમપણાએ એમને વિદ્યાર્થીપ્રિય કરી દીધા. એમનું સ્વાભાવિક શિશુ જેવું નિર્દોષ સ્મિત એમના મ્હોં પર ફરકયા જ કરે' કે તકરાર થાય તો તેને સાંધવા જતાં વાણી પહેલાં એ એમનું સ્મિત જ અધઝાઝેરું કામ કરી નાખે' એમના હાથની હથેળીઓ બહુ જ મૃદુ હતી. (જ્યોતિષની દૃષ્ટિએ કદાચ આ હાથની મૃદુતાને મનની મૃદુતા સાથે સંબંધ હોય!) મરતાને મેર ન કહે એવો એમનો સ્વભાવ. હું બરોબર જાણું છું કે કેટલાય માણસોએ એમની પાસેથી ગેરલાભ લીધો છે. પણ પોતે ના ન કહી શકે. એ રીતે કઠિન થવું એમના સ્વભાવમાં જ ન હતું.

હા, કઠિન ના હતા, પણ તે બીજી રીતે. દલિત પીડિતને દુ:ખી કરનાર પર એમનો પૂરો પુણ્યપ્રકોપ હતો. આ બાજુ એમનું દિલ જેવું કૂણું તેવું જ પેલી બાજુ પૂરું ભભૂકી ઊઠતું. સાચા અર્થમાં તેઓ માનવતાવાદી હતા. એમનો માનવતાપ્રેમ એમનાં કાવ્યોમાં જ્યાંત્યાં વરતાય છે. એ પ્રેમે જ એમની પાસેથી એમનાં યુદ્ધકાવ્યો અપાવ્યાં અને એમને કિસાન કાર્યકર્તા બનાવ્યા,—એમની કુમારાવસ્થા પૂરી થતામાં જ. ખરું પૂછો તો દલિત વર્ગની દાઝના માર્યા જ એ વૈદું શીખવા માટે પાટણની આયુર્વેદિક કૉલેજમાં દાખલ થયા. એસ.એલ.ડી. આર્ટ્સ કૉલેજના પ્રથમ વર્ગમાં એ હતા ત્યારથી કિસાનપ્રવૃત્તિ એ કરતા. ત્યાં એમને શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક મળ્યા અને એમણે આર્ટ્સ કૉલેજ છોડીને મેડિકલ કૉલેજ લીધી. પાટણના જાહેર દવાખાનામાં પણ ગરીબો, ખેડૂતો વગેરેની પોતે ખાસ કાળજીથી માવજત કરતા તે હું જાણું છું. વડોદરાનિવાસ દરમિયાન, એટલે '૪૨ની શરૂઆત

માં એમણે ત્યાં કિસાન ચળવળ પૂર જોશમાં આરંભી. ઠેરઠેર ભાષણો કર્યા. પીડિતોના દુ:ખના ખ્યાલમાત્રથી તે પીડિત અને ઉત્તેજિત થઇ જતા, હાથ મસળતા, અને મૂડીવાદીઓની લોહીચૂસણુ નીતિનો વણુથાક્યો ઉગ્ર વિરોધ કરતા. દુનિયાનાં દુ:ખનું મૂળ મૂડીવાદી માનસમાં છે એમ પોતે ખાત્રીથી સમજતા. ગુજરાતના કિસાન કાર્યકર્તાઓ સાથે એમનો નજીકનો સંપર્ક હતો. પોતે એક સંપૂર્ણ એકમ બનવા માટે પંજાબમાં ગેરીલા ટ્રેઇનિંગ કોરમાં જોડાયા. તેમાં જોડાનાર એ એકલા જ ગુજરાતી હતા.

પાટણુ આયુર્વેદિક કૉલેજમાં અમે વિદ્યાર્થીમંડળ સ્થાપ્યું. તેના એ પ્રથમ મંત્રી બન્યા. એક 'વિદ્યાર્થી–વર્તમાન' નામનું અનિયમિત અઠવાડિક પણ અમે ચલાવતા. આ બન્ને કામ એમણે પોતે ત્યાં રહ્યા સુધી સારી રીતે કર્યાં. કૉલેજ મૅગેઝીનનું તંત્રીપદ પણ અમુક વખત સંભાળેલું. રમતગમતો-માં રસ ખરો, પણ બહુ નહિ. કૉલેજમાં અમે દર વરસે એક સ્નેહસંમેલન કરતા ત્યારે કોઇ ને કોઇ ગુજરાતી નાટક ભજવતા. સ્વામી તેમાં દર વખતે ભાગ લેતા. શ્રી રા. વિ. પાઠકનું 'કુલાંગાર' નાટક અમે ભજવ્યું ત્યારે તેના નાયક અનંતના પાત્રને સ્વામીએ સરસ ન્યાય આપેલો.

સ્વામી પાટણ આવ્યા ત્યાં સુધી હું એકલસૂરો હતો. એકલસૂરા રહેવામાં કૈંક ગર્વ પણ લેતો! એમણે આવીને હળવેહળવે શી એ હિકમત કરી કે મને સવાસો વિદ્યાર્થીઓની મધ્યમાં લાવી મૂક્યો! અને એ ય એવી આસાનીથી કે સુખ જ ઊપજે!

પાસ થઇને વૈદકનો જાતઅનુભવ લેવા એ ગયા મારા મોટાભાઈ–પ્રભાશંકર વૈદ્ય–પાસે મેતા. આપણા નવલિકાકાર શ્રી દુર્ગેશ શુક્લ પણ ત્યાં પોતાની તબિયત સુધારતા હતા. બંનેએ ત્યાં પુષ્કળ લખ્યું. મેતાની ભાગોળ-માંથી દૂરદૂર દેખાતી આબુની નીલ ઘૂંટેલી કાજળકાળાં શૃંગોની માળા, ભરપૂર શાખાઓથી લચીલચી જતાં આમ્રતરુઓની કતારો ને ગીચ સમૂહો, એ કોરા પ્રદેશની પ્રખર મધ્યાહ્નચણ્ડતા, ઉમરદશી નદીના પહોળા વિશાળ

મમતાભર્યાં જળ એમને પોષ્યાં કરે. ધાર્મિક સંસ્કારવાળા એમના કુટુમ્બને કારણે એક બહુ મોટો લાભ એમને કિશોર વયમાં જ મળી ગયો,—હિમાલયના પર્યટનનો. બદ્રિકાશ્રમની એ યાત્રામાં ચારસોએક માઈલ એ પગરસ્તે ફર્યા. હિમાલયની અદ્‌ભુત શોભાએ એમના કવિમાનસમાં શું ય ઉપાડ્યું હશે! પોતે એનાં રસભર્યાં વર્ણન અવારનવાર કરતા.

એમનામાં રહેલ કાવ્યપ્રીતિ એ એમના સ્વભાવના મુલાયમપણાનો જ આવિર્ભાવ હતો. એ મુલાયમપણાએ એમને વિદ્યાર્થીપ્રિય કરી દીધા. એમનું સ્વાભાવિક શિશુ જેવું નિર્દોષ સ્મિત એમના મ્હોં પર ફરક્યા જ કરે! કંઈ તકરાર થાય તો તેને સાધવા જતાં વાણી પહેલાં એ એમનું સ્મિત જ અધઝાઝેરું કામ કરી નાખે! એમના હાથની હથેળીઓ બહુ જ મૃદુ હતી. (જ્યોતિષની દૃષ્ટિએ કદાચ આ હાથની મૃદુતાને મનની મૃદુતા સાથે સંબંધ હોય!) મરતાને મેર ન કહે એવો એમનો સ્વભાવ. હું બરોબર જાણું છું કે કેટલાય માણસોએ એમની પાસેથી ગેરલાભ લીધો છે. પણ પોતે ના ન કહી શકે. એ રીતે કઠિન થવું એમના સ્વભાવમાં જ ન હતું.

હા, કઠિનતા હતી, પણ તે બીજી રીતે. દલિત પીડિતને દુઃખી કરનાર પર એમનો પૂરો પુણ્યપ્રકોપ હતો. આ બાજુ એમનું દિલ જેવું દ્રવી જતું તેવું જ પેલી બાજુ પૂરું ભભૂકી ઊઠતું. સાચા અર્થમાં તેઓ માનવતાવાદી હતા. એમનો માનવતાપ્રેમ એમનાં કાવ્યોમાં જ્યાંત્યાં વરતાય છે. એ પ્રેમે તો એમની પાસેથી એમનાં યુદ્ધકાવ્યો અપાવ્યાં, અને એમને કિસાન કાર્યકર્તા બનાવ્યા,—એમની કુમારવય પૂરી થતાંમાં જ. ખરું પૂછો તો દલિત વર્ગની દાઝના માર્યા જ એ વૈદું શીખવા માટે પાટણની આયુર્વેદિક કૉલેજમાં દાખલ થયા. એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજના પ્રથમ વર્ગમાં એ હતા ત્યારથી કિસાનપ્રવૃત્તિ એ કરતા. ત્યાં એમને શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક મળ્યા અને એમણે આર્ટ્સ કૉલેજ છોડીને મેડિકલ કૉલેજ લીધી. પાટણના જાહેર દવાખાનામાં પણ ગરીબો, ખેડૂતો વગેરેની પોતે ખાસ કાળજીથી માવજત કરતા તે હું જાણું છું. વડોદરાનિવાસ દરમિયાન, એટલે '૪૨ની શરૂઆત

શ્રી સુન્દરમને મૅલેરિયા આવતો હતો. તેની સારવાર ગોવિન્દ સ્વામી કરતા હતા. સાજા થયા પછી સુન્દરમે બિલ માગ્યુ. ગોવિન્દને તો 'ફાલ્ગુની' માટે એક સરસ લેખ જોઈએ! અને સુન્દરમે શ્રી બ. ક. ઠાકોરની 'નવીન કવિતા' પરનો સુન્દર લેખ એમને આપ્યો.

અમુકઅમુક જૂના વ્યાધિવાળા દરદીઓની ચિકિત્સા શુદ્ધ આયુર્વેદીય દૃષ્ટિએ શી રીતે થઇ શકે તે મને ટપાલથી વારંવાર પુછાવતા. જેમજેમ વખત જતો હતો તેમતેમ તે આયુર્વેદના વધુ ને વધુ હિમાયતી થતા જતા હતા.

આ દરમિયાનમાં અમદાવાદમાં રૅશનિંગ દાખલ થયું. સામાન્ય જનસમૂહને હિતકર પ્રવૃત્તિ કરવી તે એમનુ જ કામ. કાળુપુરની સહકારી રૅશનિંગ પ્રવૃત્તિના તેઓ મંત્રી થયા. અને રાતદિવસ જોયા વિના તેમાં કામ કર્યે રાખ્યું. શરીર ધીમેધીમે બગડતું ગયુ. પણ તેના ઉચાટ નહિ. છેવટે ટાઇફૉઇડ થયો......

*

આજે જ્યારે હું આ લખવા બેઠો છુ ત્યારે કેવુંકેવુ યાદ આવે છે? મહત્ત્વનું કેટલું ય ભુલાઈ ગયુ છે અને આ પ્રસંગો જ મગજમાં વારવાર ઊભા થઇ નજર આગળ દેખાયા કરે છે!

. શરદઋતુની એક વ્હેલી સવારનો વખત છે કૉલેજની રેસીડેન્સીમાં ગોવિન્દની ખાલી પથારી પાસે હું ઊભો છું. ખાલી એ પથારી પર લગોલગ ઊગેલ પારિજાત પરથી ઝાકળભીનાં પારિજાત ફૂલ ખરે છે. પથારી પણ ફૂલ ફૂલભરી છે. પારિજાત તીવ્ર મહેકે છે!

સુરતમાં બાગીચામાં નર્મદના બાવલા પાસે બેઠા છીએ. વર્ષાનો સમય છે. બેઠાબેઠા, ભરપૂર, બન્ને કાંઠા પૂરેપૂરા સમથળ ભરીને, ગતિ વગરની જ હોય તેવી શાન્ત તાપીનાં ભુરાંભૂરાં પાણી મૂંગામૂગા જોયા કરીએ છીએ.

એક સાંજે સુન્દરમને ત્યાં જતા એકદમ રાત પડી ગઈ! ટૂંકો માર્ગ લેવા જતાં માર્ગ ભૂલ્યા અંધારુ વધતું ચાલ્યુ. ચંપલની આજુબાજુથી પમમા વાગતા કાંટા, રસ્તાના ખાડા ટેકરા અને માભી મળની કાંટાની વાડમાથી

ગોવિન્દના ભાઇ ચીમનભાઇનો તાર આવ્યો છે ને હું વાંસા૦ હૉસ્પિટલમાં ગોવિન્દના ટાઇફૉઇડના બિછાના પાસે જાઉં છું. બન્ને હાથથી મારા બન્ને હાથ ઝાલીને કહે છે: 'આ વખતે તો લાગતું હતું કે હું ગયો!'

અને એ ગયા'... ...

*

તા. ૬-૪-૧૯૨૧ થી ૫-૩-'૪૪ની ટૂંકી જિન્દગીમાં આ તરણે એક ખીલતા, જાગ્રત, સર્વતોમુખી, શુભ, બળવાન તત્ત્વ તરીકેની પોતાની છાપ પોતાની આજુબાજુના સમાજના હૃદયમાં ઊંડી પાડી. એમના જતાં એમને પિછાણનાર એ સમાજે વજ્રશો આઘાત અનુભવ્યો.

આજે એમની સ્મૃતિ એ એક અધખુલ્યા, અકાળે ચૂંટાએલા, સુવાસિત ફૂલની સ્મૃતિ છે.

**પ્રજારામ રાવળ**